:શ્રી:

## નવિન ચતુર સુંદર

# ગરબાવળી.

મ્હોટા સુધારા વધારા સાથે

સંગ્રહ કરી પ્રસિદ્ધ કર્તા,—



શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર.

રાણીતળાવ—મેઈનરોડ—સુરત.

નવિ આવૃત્તિ (કોપી રાઈટ) સં. ૧૯૮૭

કીંમત દશ આના.

૧૫૦૭૩

# શ્રી લક્ષ્મીજી.



મૂળ મંડાણ મહેશ્વરી, બાકીના છે સર્વ,
વેદ પુરાણે છાપ છે, ખાલી ન કરવો ગર્વ.

સુરત-ચૌટાના પુલ-ટાંકી પાસે 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ
લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

શ્રી

# નવિન ચતુર સુંદર

# ગરબાવળી.

## રાધાની રીશ (લોકગીત) ગરબો.

પ્રભુજી વનમાં ચારે ધેન, વગાડે રૂડી વાંસળીરે લોલ,
રાધા ગોરી ભાતડીઆં લઇ જાય, ચલાણાં ચોળ્યાં ચુરમાંરે લોલ.
પ્રભુજી ક્યાં ઉતારૂં ભાત કે ક્યાં બેસી જમશોરે લોલ,
રાધા ગોરી આસોપાલવનાં ઝાડ કે શીતળ છાંયડીરે લોલ.
રાધા ગોરી ત્યાં ઉતારો ભાત કે ત્યાં બેસી જમશુંરે લોલ,
રાધા ગોરી ઓલે કાંઠે ધેન કે ધેન પાછી વાળજોરે લોલ.
પ્રભુજી તમારી ચારેલ ધેન કે અમ થકી નહિ વળેરે લોલ,
પ્રભુજીને ચટકે ચઢીયલ રીસ કે જમતાં ઉઠીયારે લોલ.
મારી મારી અવળાસવળી થોટ કે ડાબા પગની મોજડીરે લોલ,
રાધા ગોરીને ચટકે ચઢીયલ રીસ કે ભોગાળ-ભીડીયારે લોલ.
ઝીણા ઝરમર વરસે મેઘ કે પ્રભુ-ભિંજાય બારણેરે લોલ,
રાધા ગોરી ઉઘાડો જોડ કમાડ કે પ્રભુ-ભિંજાય બારણેરે લોલ.
જાવ જાવ માનીતીને મહેલ કે અહીં શીદ આવીયારે લોલ,
જાશું જાશું માનીતીને મહેલ કે પછી થાશે ઓરતારે લોલ.
પ્રભુજીને આંગણે ઉંડી કૂઇ કે કંકર નાંખીયારે લોલ.
ધબકે ઉઘડયાં જોડ કમાડ કે પ્રભુની ગોતે નીસર્યાંરે લોલ.
કોઇ દેખાડો દીનાનાથ કે તેને આપું વધામણીરે લોલ,
કે આપું આપું હૈડા કેરો હાર કે માથા કેરી રાખડીરે લોલ.

## —ઃ શ્રી કાળીકા માતાનો ગરબો. ઃ—

**જુગદેવીરે જશ ગાઉં છું માહાકાળી રે,—ટેક-૧.**
**જીભીઆએ વસજો માત પાવાવાળી રે.—ટેક-૨.**

સેવક જાણી તાહરો મા. શિર ઉપર ધરજો હાથ-પાવા.
હોંશ હઇડામાં થાય છે મા. ગુણ ગાવાનું છે મન.-પાવા.
દયા કરો તમ દાસને મા. તેથી ઉપજે બુદ્ધિ પાવન.-પાવા.
ગુણ ગંભીર છે તાહરા મા, કહેતાં ન આવે પાર.-પાવા.
બાળક બુદ્ધિ શું કરૂં મા, જો હોય તારો આધાર.-પાવા.
નવ તેરી નગરી વિશે મા, ચંપાવતી ચતુર સુજાણ-પાવા.
રામ સરખું રાજ છે મા, મહી વસે અઢારે વરણ-પાવા.
ત્યાં ચતુર નારીઓ અતિ ઘણી મા, નિરમળ છે તેનું મન-પાવા.
ગરબો ખેલે ચોકમાં મા, નવરાત્રી કેરે દીન-પાવા.
શણગાર સરવે શોભતા મા, નારી-કુંજરના ચીર-પાવા.
ગુણવંતી ગરબે રમે મા, રાખીને મન શું ધીર-પાવા.
તાળીની ઝડીઓ પડે મા, ત્યાં શોભા નૌતમ થાય-પાવા.
કોકીલ શબ્દ સોહામણા મા, નવરંગી નારી ગાય-પાવા.
તે પળે માતા આવીયાં મા, વીજળીના સરખું રૂપ-પાવા.
સુરજ સરખાં શોભીતાં મા, માએ રૂપ ધર્યું અદ્ભુત-પાવા.
રાણીઓ સર્વ ઝાંખી પડી મા, મા તેજ તણો અંબાર-પાવા.
રાણીઓ મનમાં એમ ધરે મા, આ આ કો નવલી નાર-પાવા.
રૂપ સ્વરૂપે આગળી મા, જેની સોના સરખી કાય-પાવા.
મધ્ય રાત્રે રાણી પરવરી મા, જઇને વીનવીયો રાય-પાવા.
રાણીઓ રાય આગળ કહે મા, આ સાંભળજો પ્રાણ આધાર-પાવા.

એક રામા સુંદીર આવી છે મા, જ્યાં બાવનમો બજાર-પાવા.
બત્રીસ લક્ષણ આગળી મા, તે તો પદમણીનો અવતાર-પાવા.
જેને જોઈ જોબન મોહી રહે મા, તે આગળ નહી કો નાર-પાવા.
રાજાને નારી ગમી મા, વળી સુરજ થયો પ્રકાશ-પાવા.
દિવસ ગયો અતિ દોહલો મા, મનડામાં મોટી આશ-પાવા.
વળી રાત પડી દિન આથમ્યો મા, ચોઘડીયાં ધમકે બહાર-પાવા.
ઘેર ઘેરથી સહુ નીસર્યાં મા, ગરબે ગાવા સહુ નાર-પાવા.
રંગ મચ્યો સાહેલડી મા, એવામાં આવ્યાં માત-પાવા.
ત્યાં રાણીએ દાસી મોકલી મા, રાય આગળ કહેવા વાત-પાવા.
ત્યાંથી પતાઈ રાવળ ઉઠીયો મા, જોવાને નવલી નાર-પાવા.
આવી નીરખી નયણે ભરી મા, વીરહ વળ્યો અપાર-પાવા.
નખ શીખ સુધી નીરખીયાં મા, મુરછાયે પડીયો રાય-પાવા.
રાજા રંગે મોહી રહ્યો મા, નારી શું લાગ્યો નેહ-પાવા.
રમતા રજની વહી ગઈ મા, સહુ વળ્યા પોતાને ઘેર-પાવા.
ત્યારે માત ચાલ્યાં એકલાં મા, પતાઈએ જાણી પેર-પાવા.
પાપી પુઠે પરવર્યો મા, માતાનો ઝાલ્યો હાથ-પાવા.
માગ માગ મુખથી કહ્યું મા, એવું મુખથી બોલ્યાં માત-પાવા.
તારૂં રૂપ વસ્યું હૈયા વિશે મા, હું રાખીશ મારે ઘેર-પાવા.
ત્યાં મહેલ ચણાવું માણેકના મા, તેની કોઈ ન જાણે પેર-પાવા.
મારે મોહોલે રાણીઓ અતી ઘણી મા, તેમાં પટરાણી આપ-પાવા.
ખાઓ પીવો ખુબી કરો માં રૂડી રાજ્ય સરખી રીત-પાવા.
ત્યારે કોપ કરીને બોલીયાં મા, તારૂં પ્રગટયું રાજા પાપ-પાવા.
તારૂં રાજ્ય જશે જડમુળથી મા, ને થાશે તારો નાશ-પાવા.
ચેત ચેત તું અભાગીયા મા, ત્યાં રોપ્યો રણસ્થંભ-પાવા.

પોઠ ચલાવી પધારી મા, ખુડીઓ દરવાજે બંધ—પાવા.
સુરદાસે રહીને પુછીયુ મા, શું ભરયુ છે માલ રસાળ—પાવા.
ત્યારે ખુડી મારી કરી મા, મોગલા મહીંથી નીકળ્યા દશત—પાવા.
ત્યારે સતીએ સત્યમુકીયુ મા, જઇ પતઇને કહી પેર—પાવા.
જુદ્ધ મચ્યું જેમ જોરથી મા, ત્યાં થઇ રહ્યો ઊતપાત—પાવા.
ત્યારે એવું દળ સઘળું રહ્યું મા, તે જુદ્ધ થયું વરસ બાર—પાવા.
લેઇ લશ્કર આગળ થયો મા, પછી ભેરવીયો ચંડાળ—પાવા.
લોહી તણી નદિઓ વહિ મા, ત્યાં વરત્યો હાહાકાર—પાવા.
તારે પતાઈ રાવળનું પત ગયું મા, તે જાણી જુગમાં વાત—પાવા.
તારે પતાઈ મનમાં સમજીઓ મા, મુજ ઉપર કોપ્યા માત—પાવા.
કરગરતો રાજા ગયો મા, બેઉ કર જોડી હાથ—પાવા.
મુજ ઉપર માતા મહેર કરો મા, દળ સઘળું પાછું જાય—પાવા.
મહાકાળી મનમાં એમ ધરે મા, સુખાને આપુ સુખ—પાવા.
મા તું અનામી રાજીઓ મા, પતાઇનું ટાળ્યું દુઃખ—પાવા.
જે ગાય શીખેને સાંભળે મા, તેની માતા પુરે આશ—પાવા.
મા તું ગુણવંતી કાળકા મા, ગુણ ગાય ગોકળદાસ—પાવા.

---

## —: રાવણનો ગરબો. :—

શ્રી ગણપતને નામુ શીષ, કર જોડી માગુ હું આશીષ;
વાણી આપો મુજને ઇશ, રામે-રાવણને સંહારીયોરે.
મુઢ મતિ હું કેમ લઉ પાર, સરસ્વતી આપો વાણી સાર;
કરો કૃપા મુજને વારંવાર. રામે-રાવણને સંહારીયોરે.
એક સમે આવ્યો એવો દીન, દશરથ શયન કરે ભુવન;
પીડા પામ્યો પોતે મન, રામે-રાવણને સંહારીયોરે.

**કૌશલ્યા** કહે છે સ્વામી નાથ, આવડો શો માંડયો ઉત્પાત;
કારણ કશું તમારે હાથ; **રામે-રાવણને** સંહારીયોરે.
**દશરથ** કહે સાંભળ મુજ નાર, મુજ કર દુઃખે અપરંપાર;
મુખમાં લીયોને **શીલવંતી** નાર, **રામે-રાવણને** સંહારીયોરે.
નારિ કરે પતિની સેવાયા, નીંદ્રા પામ્યા **દશરથ** રાય;
કૈકેયી આનંદ અંગ ન માય, **રામે-રાવણને** સંહારીયોરે.
સ્વામી કહે નારીને ધન્ય, માગો મુખથી એક વચન;
**કૌશલ્યા** નથી શયન ભુવન, **રામે-રાવણને** સંહારીયોરે.
નારિ બોલી પતિની પાસ, **રામને લક્ષ્મણ જાય વનવાસ;**
એટલી પુરો મારી આશ, **રામે-રાવણને** સંહારીયોરે.
**દશરથ** ભોંય પડયા તત્કાળ, એ શું માગ્યું તમે નાર;
**રામ** કહે જાઉં વન મોઝાર; **રામે-રાવણને** સંહારીયોરે.
**ભરથે** ભોંય પછાડયા હાથ; એ શું માગ્યું મોરી માત;
મારે વન જાઉં પરભાત, **રામે-રાવણ** સંહારીયોરે.
વનમાં ચાલ્યાં **સીતા-રામ,** રાખ્યું ચૌદે ભુવનમાં નામ,
રહ્યાં જઇ **પંચવટીને** ધામ, **રામે-રાવણને** સંહારીયોરે.
રાક્ષસી આવી તેની વાર, દીઠા રૂડા રાજકુમાર;
તતક્ષણ થઇ વરવા તઇયાર, **રામે-રાવણને** સંહારીયોરે.
**લક્ષ્મણે** જઇ ઉગામ્યું બાણ, રાક્ષસીનાં છેદ્યાં નાક ને કાન;
તેનું **રાવણને** થયું જાણ, **રામે-રાવણને** સંહારીયોરે.
**રાવણને** કહે **મંદોદરી** નાર, કાંતો થયો છે **રામ અવતાર;**
કરશું વેર તો પામશું પાર, **રામે-રાવણને** સંહારીયોરે.
**રાવણ** કહે છે વારંવાર, **મરીચ** જાઓ મઢીને દ્વાર;
**સીતા** છળ કરો આણી વાર, **રામે-રાવણને** સંહારીયોરે.

**મરીચ** ચાલ્યો તેનીવાર, **મૃગ રૂપ** લીધું છે તત્કાળ;
ચરતો આવ્યો મઢીને દુવાર, **રામે-રાવણને** સંહારીયોરે.
**સીતા** કહે છે સ્વામીનાથ, **મૃગલો મારો દીનાનાથ;**
કંચનો શીવડાવોને આજ, **રામે-રાવણને** સંહારીયોરે.
**રામ** કહે છે વારંવાર, ઘેલાં શું થાઓ છો નાર;
મૃગલો કંચન તણો નહિ સાર, **રામે-રાવણને** સંહારીયોરે.
**રામે બાણ** ધર્યું છે હાથ, મૃગલો નાઠો વનની વાટ;
**રામ** ગયા છે તેની પાસ, **રામે-રાવણને** સંહારીયોરે.
**રામે બાણ** માર્યું જેની વાર, **મૃગલો** પડયો તેની વાર;
પડતાં તેને કર્યો **પોકાર, રામે-રાવણને** સંહારીયોરે.
**સીતા** કહે **લક્ષ્મણને** વાત, વનમાં થયો છે મહા ઉત્પાત;
**લક્ષ્મણ** ધાઓ ધાઓને પાસ, **રામે-રાવણને** સંહારીયોરે.
**રાવણે** રૂપ ધર્યું સન્યાસ, આવ્યો **સીતાજીના** પાસ;
દીસે મનમાં કુડી આશ, **રામે-રાવણને** સંહારીયોરે.
દીસે **સીતા** સુકોમળ નાર, **રાવણ** હરી ગયો તેની વાર;
જગમાં વર્ત્યો હાહાકાર, **રામે-રાવણને** સંહારીયોરે.
મૃગલો મારી આવ્યા તત્કાળ, મઢીયે ન મળે **સીતા** નાર;
**રામ** રૂદન કરે અપાર, **રામે-રાવણને** સંહારીયોરે.
**લક્ષ્મણ** કહે છે વારંવાર, ઘેલા શું થયા **દિનદયાળ;**
**સીતા** લાવશું આણી વાર, **રામે-રાવણને** સંહારીયોરે.
શોધે ચાલ્યા સ્વામીનાથ, આવ્યા **કીષ્કંધાની** પાસ;
**સુગ્રીવ હનુમંત** લાગ્યા પાય, **રામે-રાવણને** સંહારીયોરે.
**સુગ્રીવ** કહે છે સ્વામીનાથ, **વાળી** દુઃખ દીયે અપાર;
તેનો છુટકો આણો કાળ, **રામે-રાવણ** સંહારીયોરે.

પછી વાળીનો કીધો નાશ, આપ્યું સુગ્રીવને તે રાજ;
સુગ્રીવ જુદ્ધ થયો તૈયાર, રામે-રાવણને સંહારીયોરે,
આવ્યા હનુમાન તેને ઠામ, કરો કીરપા ને શોંપો કામ;
લંકા જાવાની છે હામ, રામે-રાવણને સંહારીયોરે.
ધન ધન ધન અંજની!કુમાર, સીતા શુદ્ધ લાવો આવાર;
તત્ક્ષણ ચાલ્યા છે નીરધાર, રામે-રાવણ સંહારીયોરે.
અનુચરે રૂપ ધર્યું વીકરાળ, ત્યાંથી ઉડયા તેની વાર;
આવ્યા લંકાગઢને દ્વાર, રામે-રાવણ સંહારીયોરે.
મંદોદરી કહે છે સ્વામીનાથ, આ શું કીધું મારા નાથ;
સીતા મોકલો હનુમંત સાથ, રામે-રાવણ સંહારીયોરે.
રાવણ કોપ્યો અતિશે મન, બાળે વાનર આખું વન;
દીસે મરણ ઉપર મન, રામે-રાવણને સંહારીયોરે.
રીસે બોલ્યા પવનકુમાર, ધીક ધીક ધીક રાવણ અવતાર
તુજને હણીશ આવાર, રામે-રાવણને સંહારીયોરે
રાવણે માર્યું નાગપાસ, હનુમંત બંધાણા નીરવાણ;
લાવ્ય સભા મધ્યે તે જાણ, રામે-રાવણને સંહારીયોરે
રાવણ બોલ્યો તેની વાર, પુછડું સળગાવો તત્કાળ
હનુમંતે લંકા બાળી સાર, રામે-રાવણને સંહારીયોરે
શુદ્ધ લઇ આવ્યા પવનકુમાર, સર્વે સૈન્ય કરી તૈયાર;
પ્રીતે આવી સમૂદ્ર પાર, રામે-રાવણને સંહારીયોરે
સૈન્ય આવી તેની વાર, રાવણે જુદ્ધા મેલ્યા અપાર.
તેનો લક્ષ્મણે કર્યો સંહાર, રામે-રાવણને સંહારીયોરે
કુંભકરણ આવ્યો તેની વાર, પૃથ્વી થઇ છે હાહાકાર;
તેનો રામે કર્યો સંહાર, રામે-રાવણને સંહારીયોરે

**મેઘનાદ** આવ્યો તેની વાર, માર્યું મોહની કેરૂં બાણ;
**લક્ષ્મણે** પ્રગટ્યા પૃથ્વી **પ્રાણ,** **રામે-રાવણને** સંહારીયોરે
**રામ** કહે સાંભળો **હનુમાન,** લાવો **મૃતસંજીવનનાં** પાન
જાગે **લક્ષ્મણ** વાધે નામ, **રામે-રાવણને** સંહારીયોરે
પ્રીતે ચાલ્યા **પવન કુમાર,** દીસે દીપક અપરંપાર.
પરવત ઉપાડયો નીરધાર, **રામે-રાવણને** સંહારીયોરે
**લક્ષ્મણ** જાગ્યા છે નીરવાણ, મેલ્યું **કાળચક્રનું** બાણ;
**મેઘનાદ** માર્યો તેને ઠામ, **રામે-રાવણને** સંહારીયોરે
**રાવણ** ચડયો જુધ્ધને કાજ, તેણે બહુ કર્યો ઉત્પાત,
**રામ** કહે કરૂં હું **એની ઘાત,** **રામે-રાવણને** સંહારીયોરે
**રામને** ચડી પછે બહુ રીસ, મારી બાણને પાડી ચીસ
કાપ્યા **વીશ ભુજા-દસ શીશ;** રામે-રાવણને સંહારીયોરે
**રાવણ** મારી કીધાં કાજ, આપ્યું **વીભીષણને તે રાજ**
સીતા ઉતાર્યાં સાગર પાજ, **રામે-રાવણને** સંહારીયોરે
**લંકામાં** ફરી છે રામની આણ, **સીતા** વાળી સારંગ પ્રાણ
વનમાં વરસ થયાં છે **બાર,** **રામે-રાવણને** સંહારીયોરે.
ઘેર પધાર્યા રાજકુમાર, **જુગમાં વર્ત્યો જેજેકાર;**
સર્વે સુખ પામે સંસાર, **રામે-રાવણને સંહારીયોરે**
આસો માસે ગાયો આ **રાસ,** બીજ અજવાળી આદીતવાર;
પ્રીતે **જોશી** દીપણ ગાય, **રામે-રાવણને** સંહારીયોરે.

---

## —: દૈત્યોને રણમાં રોળ્યાનો ગરબો. :—

દૈત્તોને રણમાં રોળ્યા રે, આજ દૈત્તોને રણમાં રોળ્યા.
માર્યો તે **મહીષાસુર** મતવાલો, **ચુંડ મુંડ** ચપટીમાં ચોળ્યો રે-આજ૦

**શુંભ નીશુંભ** તણાં શીશજ છેદ્યાં, **ધુમ્ર લોચન** વધેર્યો રે—આજ૦
ભોંય પડયો પડયો કરે હોકારા, ત્રીશુળ ઉપર તોળ્યો રે—આજ૦
**નવખંડમાં** માએ નજર કીધી, ખપર લઈને ખોળ્યો રે—આજ૦
**બ્રહ્માણી ઇંદ્રાણી મહેશ્વરી** મળીને, મદ્યના પીઆલા ઢોળ્યા રે—આજ૦
આઠમે દીવસે માએ જગનજ કીધો, હવનમાં લઇને હોમ્યો રે—આજ૦
કહે વલ્લભ તારો પાર ન જાણું, બોતેર કોટી દઇત્ય બોળ્યા રે—આજ૦

---

## —: જગત જોગમાયાનો ગરબો. :—



દેવી દરશન દિયોને દયાળી, **જગત જોગમાયા રે,**
**નવે નોરતાની** રાત હવે આવી,— જગત૦
**શક્તિ** ગરબે રમવાને આવો,
નીત્ય નવા નવા રંગ લાવો—જગત૦
આવી **આસોની બીજ** અજવાળી,
**કૃષ્ણ રૂપે** થયા **મહાકાળી—જગત૦**
દેવી ગરબે રમે છે રૂપ બાળી, દેવી દીસો છો જુમમાં ભવાની—જગત૦
પગ પ્રહારે પૃથ્વી ધરણે, સપ્ત પતાળે **શેષ** ગડગડે—જગત૦
ઇંદ્ર **ઇંદ્રાણી** છંદજ ગાયે, **નારદજી** વેણુ વાય—જગત૦
**બ્રહ્માંડધારનો** ગરબો કીધો, રમવા તે શીર પર લીધો—જગત૦
**બ્રહ્મા** વેદ ભણીને નાચે, વાજે વાજા ને કાંનવર નાચે—જગત૦
વાજે **નોબત નગારા મૃદંગ,** દેવી—**નાદ** નગારા છંદ—જગત૦
તેની ધુન ગગનમાં ગાજે, વાજા અનેક પ્રકારે વાજે—જગત૦
ઘોર ઘુઘરીનો ધમકાર, પાયે ઝાંઝરીનો છમકાર—જગત૦
હીંચ લેતા હુલરીક ખળકે, દેવી શોભા તણી જ્યોત ઝળકે—જગત૦

**દેવી** નાકે નીરમળ મોતિ, **દેવી** ચંચળ નયણે જોતી—જગત૦
**દેવી** તાત તરસતીના ઝાલ, **દેવી** ચાલો છો જસવંતી ચાલ—જગત૦
**દેવી** માયા રૂપે છો માયા, **દેવી** ચણ્ડિ બ્રહ્માંડની માયા—જગત૦
**દેવી** બાળા રૂપે છો બાળા, દેવી કાપો છો **સઉની** જવાળા—જગત૦
**દેવી** ઘણાંઘણાં કામજ કીધાં, **દેવી** ભગતના કારજ સીધ્યાં—જગત૦
દેવી બહુ રૂપે બીરાજો, તેવ તેવડી સંઘાતે છાજો—જગત૦
સંવત અઢાર ઓગણચાળો, છંદ ગાયો છે રસીક રૂપાળો—જગત૦
કહે શીવરામ દાસ તમારો, ચરણે રાખીને ભવ તારો—જગત૦
આસો સુદ બીજ અજવાળી, ગુરૂવારે થયા થયા મહાકાળી રે—જગત૦

---

## —: મહાકાળીનો ગરબો :—

પાવા તે ગઢથી ઉતર્યાં **મહાકાળી** રે,
મા પરવરીયાં ગુજરાત **પાવાવાળી** રે. ૧
મા સોળ કરો શણુગાર **મહાકાળી** રે,
**માની** ઓઢણી ઝાકઝમાળ **પાવાવાળી** રે. ૨
**માને** કાંબીને કડલાં શોભતાં **મહાકાળી** રે,
**માને** ઝાંઝરનો ઝમકાર **પાવાવાળી** રે. ૩
**માને** અંગે બાજુબંધ બેરખાં **મહાકાળી** રે,
**માને** દશે આંગળીએ વેઢ **પાવાવાળી** રે. ૪
**માને** ઝાલને ઝુમણું શોભતું **મહાકાળી** રે,
**માને** કંઠે એકાવળ હાર **પાવાવાળી** રે. ૫
**માને** નાકે નકવેસર શોભતું **મહાકાળી** રે,
**માને** ટીલડી તપે લલાટ **પાવાવાળી** રે. ૬
**માને** સેંથો ભર્યો સીંદુર **મહાકાળી** રે,

માનો ચોટલો વશીયલ નાગ પાવાવાળી રે. ૭
મા ચોસઠ બેની તેડાવશું મહાકાળી રે,
મા સાથે કેવળ વીર-પાવાવાળી રે. ૮
મા ફુલના દડા હાથમાં મહાકાળી રે,
મા પરવરીયાં ગુજરાત પાવાવાળી રે. ૯
મા પાટણ પરમણું તાહરૂ મહાકાળી રે,
મા ગુર્જર ખંડમાં ગામ પાવાવાળી રે. ૧૦
મા શંખલપુર સોહામણું મહાકાળી રે,
માનો તેને ટાડે પુર વાસ પાવાવાળી રે. ૧૧
મા સરવે મળીને કરી સ્થાપના મહાકાળી રે,
માજી માનસરોવર માંય પાવાવાળી રે. ૧૨
મા કુકડીયાને સજ કર્યાં મહાકાળી રે,
મા થયા તે ઘડી અસવાર પાવાવાળી રે. ૧૩
મા કેસરી વાઘા પહેરીયાં મહાકાળી રે,
મા લીધું ભમર ભાલું હાથ પાવાવાળી રે. ૧૪
મા રમતાં રમતાં નિસર્યાં મહાકાળી રે,
આવ્યા માનસરોવર પાસ પાવાવાળી રે. ૧૫
મા સાથે લશ્કર ચાર કુકડી મહાકાળી રે,
આવ્યા માનસરોવર માંય પાવાવાળી રે. ૧૬
માનસરોવર તલાવડી મહાકાળી રે,
તેમાં ભરીયાં નીરમળ નીર પાવાવાળી રે. ૧૭
મા ઉતરીને કીધા પોઢીયા મહાકાળી રે,
માએ નાહીને પીધું નીર પાવાવાળી રે. ૧૮
મા ઘોડીનો ઘોડો થયો મહાકાળી રે,

મા સ્ત્રીમાંથી પુરૂષ–પાવાવાળી રે. ૧૯
માનો પટંતરો ત્યાંથી થયો મહાકાળી રે,
માનો પૃથ્વીમાં–મહિમાય પાવાવાળી રે. ૨૦
મા હિંદુ કેરા દેવતા મહાકાળી રે,
બળવારી બહુચર માય પાવાવાળી રે. ૨૧
મા લીલા તે ધ્વજ ફરકે મહાકાળી રે,
આવી મુગલ કેરી ફોજ પાવાવાળી રે. ૨૨
માબહુચરમા એમ બોલીયા મહાકાળી રે,
અલ્યા માં લઈશ મારૂ નામ પાવાવાળી રે. ૨૩
મા મુગલે વાત મનમાં ધરી મહાકાળી રે,
ચડો મુગલા કેસ ફોજે પાવાવાળી રે. ૨૪
મા બહુચર માના મ્રગલા મહાકાળી રે,
તે તળીયા તવા માંય પાવાવાળી રે. ૨૫
કુકડીયા ભોજન કીધા મહાકાળી રે,
પછી ગલડી તે માને રીસ પાવાવાળી રે. ૨૬
મા મુઆ તે મ્રગલા બોલીયા મહાકાળી રે,
પછે આઇ થયા અસ્વાર પાવાવાળી રે. ૨૭
મા ત્રિશુળ લીધું હાથમાં મહાકાળી રે.
મા કીધો અસુર તણો નાશ પાવાવાળી રે. ૨૮
મા કુદી ઘોડો મારીયો મહાકાળી રે,
મા હાથી પાડયો એક પાવાવાળી રે. ૨૯
મા મોટો મુગલ એક મારીઓ મહાકાળી રે,
બીજા મુગલોનો નહી પાર પાવાવાળી રે. ૩૦
મા બળ કરી મુગલ મારીયા મહાકાળી રે,

માર્યો પાદશાહનો ભાણેજ પાવાવાળી રે. ૩૧
મા સામે થયું સહુ એકઠું મહાકાળી રે.
મા ચાલ્યા તે મુગલ પાસ પાવાવાળી રે. ૩૨
તેં મારૂં તેં વાર્યું નવ કર્યું મહાકાળી રે.
તેં હાથે વસાવ્યું વેર–પાવાવાળી રે. ૩૩
ત્યાં હાથ જોડીને આવીઓ મહાકાળી રે,
માને લળી લળી લાગે પાય પાવાવાળી રે. ૩૪
મા સોનાના ઘડાવું કુકડા–મહાકાળી રે,
મા લાવું મંડપ માંય પાવાવાળી રે. ૩૫
મા તારૂં દેવળ ફરી ચણાવશું મહાકાળી રે,
મા ઉપર ધોળી ધજાય પાવાવાળી રે. ૩૬
મા તારો ચાચર સાધશું મહાકાળી રે,
કહે વલ્લભ કોડે બાંધશું પાવાવાળી રે. ૩૭

---

## —: સૂના સૂના સ્નેહધામ. (ગરબો) :—

સૂનાં મન્દિર સૂનાં માળિયાં, ને મ્હારા સૂનાં હૈયાના મ્હેલ રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે.
આધી આશાઓ મ્હારા ઉરની, ને કાંઇ આઘા આઘા અલબેલ રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે.
સૂનાં સૂનાં તે મ્હારા ઓરડા, ને એક સૂની અન્ધારી રાત રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે.
પાનાં પ્રારબ્ધના ફેરવું, મહીં આવે વિયોગ ન વાત રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે.
સૂની વસન્ત, સૂની વાડીઓ, મ્હારાં સૂનાં સ્હવારને બપોર રે;

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સહિયરને સંઘ હું તો મ્હાવરી, મ્હારે ક્ય્હાં છે કળાયેલ મોર રે.

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂનું સૂનું આભ આંગણું, ને વળી સૂની સંસારયાની વાટ રે;

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

માથે લીધાં જલબેલડાં, હું તો ભૂલી પડી રસઘાટ રે;

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂની સૂની મ્હારી આંખડી, ને પેલો સૂનો આત્માનો આભ રે;

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

પ્રીતમ ! પ્રીત કેમ વીસર્યો ? એવો દીઠો અપ્રીતમાં શો લાભ રે ?

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂનાં સૂનાં ફૂલે ફૂલડાં, મ્હારાં સૂનાં સિંહાસન કાન્ત રે !

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

આંબાની ડાળી મ્હોરે નમી, મહીં કોયલ કરે કલપાન્તરે !

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂનો સૂનો મ્હારો માંડવો, ને ચારૂ સૂના આ ચન્દીનીના ચોક રે;

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

રસિયાને રંગમહેલ એકલી મ્હારે નિર્જન ચૌદે ય લોક રે;

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂનો હિંડોલો મારા સ્નેહનો, ને કાંઇ સૂનો આ દેહનો હિંડોલરે;

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

વ્હાલાની વાગે દૂર વાંસળી, નાથ ! આવો, બોલો એક બોલ રે;

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

(ન્હાનાલાલ દ. કવિ.)

## —: ભારતભૂમિનો ગરબો :—

(આશા ભર્યાં તે અમે આવિયાં મારે વ્હાલે રમાડ્યાં રાસ રે. એ ઢાળ.)



અવનિ-ઉછંગ માંહી ઓપતી ને કાંઇ સંત-સુભટ કેરી માત રે-
ધન્ય મારી ભારતભૂમી રે.—ટેક

વિદ્યા-કળાની રૂડી વાટિકા ને, તારા ગર્ભે રતન-મણિજાત રે-ધન્ય.
ચરણે મહાનીર સુભવેને, શિર છત્તર હિમાલય પહાડ રે-ધન્ય.
માથે મુકુટ માથે ધર્યો છે, કાશ્મીર મહા મુલ્યવાન રે-ધન્ય.
હૈયે હીરાના હારલા રે, વહે સિંધુ-ગંગાના નીર રે-ધન્ય.
ઉરે ભર્યાં શૂર કુમળાં તે. ધારે શીખ-રજપુત રણધીર રે-ધન્ય.
કેડે કટિબંધ મેખલા રે, વિંધ્યા-આબુગીરિ તણી હાર રે-ધન્ય.
જમણે ફરકે મારી માવડી રે, તારો પાલવડો કચ્છ-ગુજરાત રે-ધન્ય.
ડાબી ભુજાએ બેરી ભુંગળો ને, ડંકે-વાગે સુરેશ બંગાળ રે-ધન્ય.
ભારતભૂમિ રે, મારી ભારતભૂમિ રે તારી રિદ્ધિસિદ્ધિનો નહિ પાર રે-ધન્ય.
વરસો વરસ તારા આંગણે રે, થાય અન્ન તણા અંબાર રે-ધન્ય.
જુવાર ઘઉં ને બાજરીને, વળી ચોખા કઠોળ નહિ પાર રે-ધન્ય.
લાખો ખેતરમાં નીપજે રે. તારા મોંઘાં તે મૂલના કપાસ રે-ધન્ય.
આંબા ગુલાબની વાડીઓ રે, વળી અમૂલખ ફુલતા ઝાડ રે-ધન્ય.
રિદ્ધ સિદ્ધ તારી એવી ઘણી રે, જેનો ગણતા ન આવે પાર રે-ધન્ય.
સાર જગની સંપતિ રે, તારા આંગણીએ એકઠી જણાય રે-ધન્ય.
ભારતભૂમિ રે, મારી તીરથભૂમિ રે તારા પુણ્ય તણો નહિ પાર રે-ધન્ય.
તેતરીશ કોટી અતિ બલિ રે, તારા ખોળામાં ખેલતાં બાળ રે-ધન્ય.
આર્ય મુસલમાન પારસી તે, મારી માડીના જાયા વીર રે-ધન્ય.
સંપે મળીને એક સાથ અહો, તારી સેવા કરે મહા ધીર રે-ધન્ય.
સ્વામી દયાનંદ, ગુરૂ ગોવીંદ, રામમોહન, વિવેકાનંદ રે-ધન્ય.
ધર્મ સુધારામાં અર્પી ગયા રે, નિજ કાયા તે આનંદકંદ રે-ધન્ય.
દેવ સમા દીકરા-દાદા થયાને, વળી કર્મવીર-ગોખલે મહાન રે-ધન્ય.
વિધ વિધ વિઘ્નો ટાળી ગયા ને, તારાં વિશ્વે વધાર્યાં માન રે-ધન્ય.
આજેય દેશભક્ત એવા અનેક, તારા ચરણે ખડા મારી માય રે-ધન્ય.

દક્ષિણમાં દીકરો તિલક રમ્યો ને, વીર ગાંધી છે કાઠિયાવાડ રે–ધન્ય.
ભૂમિ પંજાબમાં રાખી છે નેક ટેક, લાલા તે લાજપતિરાય રે–ધન્ય.
લાખ કરોડ આવા સાધુ સપુત, તારી રક્ષા કરે મારી માય રે–ધન્ય.
સુખ દુઃખ ફીકર કાંઇ લેખે નહિ ને, તારી ભકિતના દિવ્ય ગીત ગાય રે–ધન્ય.
અમર તપો રે માત અમર તપો રે, તારા બેટાનો નામ મહિમાય રે–ધન્ય.
આનંદ વિજય હરીશંકર સદાય, શત્રુ વાયુ 'સ્વરાજ' આજ વાય રે–ધન્ય.

(હરિશંકર વિદ્યાર્થી.)

---

## –: પંદર તીથીનો ગરબો :–

પડવે પાતળીયા ગીરધારી, મારે ઘેર આવજો રે લોલ;
બીજે બાળક બેઠું બાહાર કે મેં સમજાવીયું રે લોલ.
ત્રીજે ત્રણ ભુવનનો નાથ, મોતીડે વધાવીયો રે લોલ;
ચોથે ચંચળ બોલી નાર, મથુરાની વાટમાં રે લોલ.
પાંચમે પગલાં ભરજો પ્રેમ, કે મારે ઘેર આવજો રે લોલ;
છઠે છોગાળા ભગવાન કે, ભગતને તારજો રે લોલ.
સાતમે સાદ કરે એક નાર કે, ગોકુળ ગામની રે લોલ;
આઠમે અવતરીયા ભગવાન કે, નિરખું નાથને રે લોલ.
નોમે વરત કરે એક નાર કે ગોકુળ ગામની રે લોલ;
દશમે માર્યો મામો કંસ કે, મથુરાની વાટમાં રે લોલ.
એકાદશી પરણી લાવ્યા નાર કે, સતભામા ખરી રે લોલ;
બારશે બહુ બળીઆ ભગવાન કે, દશોદીશ વાપીઆ રે લોલ.
તેરશે ધન ધુવે એક નાર કે, ગોકુળ ગામની રે લોલ,
ચઉદશે બનસીબટને ચોક કે, રાસ રમાડજો રે લોલ;
પુનમે પંદર તથો થઇ પુરી કે, ગુણ ગાઇ રહી રે લોલ.

## —: ( જનનીના હેત ) નો ગરબો. :—

(મહીડાનાં દાણ અમે નહિ દઇએ રે લોલ : એ ઢાળ) રાગ.

મીઠા મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે;
જનનીની જોડ સખિ ! ના જડે રે—લોલ ( ટેક )

પ્રભુના એ પ્રેમ તણી પુત્તલિ રે લોલ,
જગથી જુદેરી એની જાત રે—જનનીની૰

અમીની ભરેલ એની આંખડી રે લોલ,
વ્હાલનાં ભરેલાં એનાં વેણ રે.—જનનીની૰

હાથ ગુંથેલ એના હીરના રે લોલ,
હૈયું હેમંત કેરી હેલ રે.—જનનીની૰

દેવોને દૂધ એનાં દોહલાં રે લોલ,
શશીએ સિંચેલ એની સોડય રે.—જનનીની૰

જગનો આધાર એની આંગળી રે લોલ,
કાળજામાં કૈંક ભર્યાં કોડ રે.—જનનીની૰

ચિત્તડું ચડેલ એનું ચાકડે રે લોલ,
પળના બાંધેલ એના પ્રાણ રે.—જનનીની૰

મૂગી આશીષ ઉરે મલકતી રે લોલ,
લેતાં ખૂટે ન એ લ્હાણુની રે.—જનનીની૰

ધરણી માતા યે હશે ધ્રૂજતી રે લોલ,
અચળા અચુક એક માય રે.—જનનીની૰

ગંગાના નીર તો વધે ઘટે રે લોલ,
પણ સરખો એ પ્રેમનો પ્રવાહ રે.—જનનીની૰

વરસે ઘડીક વ્યોમવાદળી રે લોલ,
માડીનો મેઘ બારે માસ રે.—જનનીની૦
ચળતી ચંદ્રાની દીસે ચાંદની રે લોલ,
એનો નહિ આથમે ઉજાસ રે.
જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ. (બોટાદકર.)

---

## —: ભાભીનાં હેતનો (ગરબો) :—

(મહીડાંના દાણુ અમે નહિ દઇએ રે લોલ: એ ઢાળ.)

ટહુકે વસન્તકુંજ કોકિલા રે લોલ, ઘરમાં ભાભીનાં એવાં ગીત રે.
ભાભીના ભાવ મને ભિંજવે રે લોલ. (ટેક)
વીરા મારાની મધુર મોરલી રે લોલ,
નવલા એ રાગ વહે નિત્ય રે.—ભાભીના૦
છોડી પીયરની એણે પાલખી રે લોલ,
મૂકી માયાભરી માત રે.—ભાભીના૦
વ્હાલાંનો સંગ કર્યો વેગળો રે લોલ,
મારા એ બન્ધવાને માટ રે.—ભાભીના૦
સહિયરનો સાથ ત્યજ્યો સામટો રે લોલ,
દાદાનો દૂર કર્યો દેશ રે.—ભાભીના૦
ખાંતના ભરેલ ત્યજ્યાં ખેલણાં રે લોલ,
છોડયો બાળપણુ વેશ રે.—ભાભીના૦
સાધી શકે ન અમર સુન્દરી રે લોલ,
એવો અમોલ એનો ત્યાગ રે.—ભાભીના૦
શાં શાં તે મૂલ એનાં આંકિયે રે લોલ,
શા શાં સમર્પિયે સોહાગ રે.—ભાભીના૦

એને માડીનો સોહે મોડિયો રે લોલ,
 રૂડાં દાદાજીના રાજ રે.—બાળીના૦
વ્હાલ અખંડ મ્હારા વીરનું રે લોલ,
લાખ ટકાની કુળ લાજ રે.—બાળીના૦
એને મંદિર, એને માળિયાં રે લોલ,
મોળે સજાતું શણગાર રે.—બાળીના૦
એને તે કોપ તણી કુંચીઓ રે લોલ,
હીરા ને મોતીઓ હજાર રે.—બાળીના૦
એતો અમારી અન્નપૂરણા રે લોલ,
વીરાના વંશ કેરી વેલ્ય રે.—બાળીના૦
હસતી ઉષા એ અમ આભની રે લોલ,
રઢિયાળી રંગડાની રેલ રે.—બાળીના૦
માડી જાયો તે મધુર મોરલો રે લોલ,
બાળી ઢળકતી શી ઢેલ રે.—બાળીના૦
વારો મ્હેરામણ મીઠડો રે લોલ,
કાળી સરિતની એ સેર રે.—બાળીના૦
ચળકો સદાય એનો ચાંદલો રે લોલ,
જીવો એ જુગ જુગ-જોડ રે.—બાળીનાં૦
દૈયાં એ હેત ભર્યાં હિંયજો રે લોલ,
પુરો પ્રભુજી એના કોડ રે.—બાળીના૦

—(બોટાદકર.)

## મીરાંબાઇનો ગરબો. રાગ ગરબી



પ્રભુ પાલવ પકડી રહી છું પુરણ પ્રેમથીરે,
મારા છેલ છબીલા અંતરના આધાર;
ઉભી અરજ કરે છે **મીરાં** રાંકડીરે—(ટેક)
તમે દાસી તણાં દુઃખ—હરી દુર કરોરે;
શીશ નામી મારા પ્રભુને પ્રણામ—ઉભી અરજ૦

સાખી } સાસરીઆમાં સુખ નહીં, મહીયરીએ નહિ માન,
સુખ દુઃખની મારી વાટડી, કોઇ ન ધરતું કાન.

નથી મારે રહેવું રાણાજીના રાજમાંરે,
રાણો રોશે ભરીયો કપટી કુડો કંથ—ઉભી અરજ૦

સાખી } આ વખત હરી આવજો, ત્રિકુમ ધાજો વ્હાર,
ગોવિંદ સાથે ગોઠડી, અબળાના આધાર.

વેરી વરૂએ જાણી વેગે વહેલા આવજોરે;
નહીં તો જરૂર મારા જીવનું જોખમ થાય—ઉભી અરજ૦

સાખી } ઉંડે કુવે ઉતરીયાં, તરત તુટીયું વરત,
તારણવાળો તારસે, શામળીયો સમરથ.

એવા વિવેકી વીઠ્ઠલને જાવું વારણેરે,
કે જેથી ટળે હરીજનોના અંતરના ઉચાટ—ઉભી અરજ૦

સાખી } વિશ્વાસે વળગી રહી, ત્રીકમ રાખે ટેક,
અળગી નહી તમ આગળે, મન ધરી વિવેક.

ભક્ત સારૂ આવે, ભાવે ભુદર ભેટવારે,
પ્રીત રાખો હરી સાચા સુંદર શ્યામ—ઉભી અરજ૦

સાખી } નિતિધર્મ નવ ચુકવો, જ્યાં સુધી ઘટમાં પ્રાણ,
સહજ ઓંઘુ ઉતરે, હરી ઉગારે હાણ.

નિત્ય નામ લેતાં પાપી પાવન થાય છેરે,
પ્રભુ રાખો મુને પ્રેમ ધરીને પાસ—ઉભી અરજ૦

સાખી } રૂપાળા રણછોડજી, નમી નમી લાગું પાય,
દુષ્ટ કંથને દુર કરો, જેથી શાંતી થાય.

તમ દર્શન દીઠેથી દુઃખ જાય છેરે,
આવો ભેટવા ભાવ ધરીને ભગવાન—ઉભી અરજ૦

સાખી } ભકતી ભેદના વેદને, શું જાણે ગમાર,
છોટમદાસની વીનતી, ગાજો નરને નાર.

હરી ભજે તેની આશા પુરણ થાય છે રે,
અંતે જાય બેસી વૈકુંઠે વિમાન—ઉભી અરજ૦

—: મીરાંબાઇનો ગરબો-બીજો. રાગ ગરબી. :—

કોઇ મીરાંને મનાવી વ્હેલાં આવજોરે,—
તેને આપું વેડ વીંટી ને ભંડાર;
જાવો તેડવા ને વાર લાગે નહીરે,—

સાખી } રાણો કાગળ મોકલે, દેજો મીરાંને હાથ,
કંથ રૂદન કરે, ઘણું, છોડી ચાલ્યા સાથ.

મારે અન્ન તો લેવાની છે આખડીરે.
નહીં તો જરૂર મારા જીવનું જોખમ થાય—કોઇ મીરાંને૦

સાખી } શું કરૂં આ સાહેબી, મુજને છે ધીક્કાર,
વગર વાંકે કહાડીઆં, સમજ્યો ન કંઈ સાર.

મારા મનની વાતો મનમાં રહીરે,
ગયા પછી હવે હાથ ઘસે શું થાય—કોઇ મીરાંને૦

સાખી } સતી મનાવી લાવજો, સદાય પામું સુખ,
ક્યારે આવે એ સતી, જોવું મારે મુખ.

મારો અમુલખ મનખો એળે ગયોરે,
એવે લાવ્યો, ખેપીઓ ખબર તેણી વાર—કોઇ મીરાંને૦

સાખી } શાને શોક ધરો હવે, થનાર વસ્તુ થાય,
(એતો,તેજમા તેજ સમાઇ ગયાં, શામળીયાની સાથ.

એવો ભકતી કેરો અતી પ્રતાપ છેરે,—
સોની છોટા લાગે નમી નમીને પાય—કોઇ મીરાંને૦

---

## -: નળરાજાનો ગરબો. રાગ-બરાનપુરી. :-

કે **નળરાજાનું** આખ્યાન, તમે ધરી હશોને ધ્યાન.
**દમયંતી સ્વયંવર** કહું તમને; કે **નૈષધ દેશનો** રાય;
તે તો મૃગયા રમવા જાય; ત્યાંથી લાવ્યો જનાવર એક **હંસને**.-
**હંસ** કરવા લાગ્યો વાત, **રાજા નળની સંગાથ;**
મને મુકી દો **મહારાજ**, મારી નારી રૂવે, શું કહું તુમનેઃ-
સો પુત્રની તે છે માત, તેને મળી આવું આજ,
આપ્યું વચન, છોડી દીધો **હંસને**...
હંસ ઉડયો ઉડયો જાય, એની નારીની પાસ,
ત્રણ દિવસમાં આવ્યો રાજા કને...

સાખી } **રાજા હંસ ઘેર આવિયા, તેને હૈયે હરખ ન માય,**
**હંસ વાહન બ્રહ્મા તણું, તેને ખોટાં કેમ કહેવાય.**

તે વચન આપ્યું મુજને, **રાજા** કહે છે **હંસને**,
તું કન્યા લાવ શોધીને,- **હંસ** ઉડયો ઉડયો જાયે;
શોધ્યાં **સ્વર્ગ ને પાતાળ**; ત્યાંથી ઉડયો કુંદનપુરનગરીમાંય,
કુંદનપુરનો છે રાય, **રાજા ભીમક** કહેવાય.
તેને પુત્રી કુંવારી એક-નામે **દમયંતી**...
તે તો કુમારી કહેવાય, સુખે રહે છે વાડી માંય,
**હંસ** જઈ બેઠો ત્યાંય, એક ઝાડ ઉપર,-કરે **નળનાં વખાણ;**
(તેતો) થયું કન્યાને જાણ, જુવો કોણ બોલે નર વાડીમાં.

સાખી } **દમયંતીએ દાસીને કહ્યું, જુઓ કોણ બોલે વાડી માંહ્ય,**
**એવા નર એ કોણ છે, વળી કેમ કરી ઓળખાય.**

દાસી ફરતી ફરતી આવી, **હંસ** બેઠો નીચી ડાળી,
વહાલો હાથે કરીને પકડાઇ ગયો...

નારીએ ચાંપ્યો રૂદીઆ સાથ, પછી **નળની** પુછી વાત,
એવા નળ કુંવારા કેમ રહ્યા?...
હંસ કહેવા લાગ્યો વાત, **રાણી દમયંતી** સાથ,
કે જેના તેજ થકી રવી જંખવાઇ ગયા...
(પછી) નારીનું વચન લઇ જ્યાં, **હંસ** ઉડ્યો છે ત્યાં,
પાછો ફરીને નૈષદ દેશ ગયો...

સાખી } **રાજા ભીમકની પુત્રી, તેની કદળી સરખી કાય,**
**ત્રણ ભુવન શોધી વળ્યો(પણ)એવી કન્યા મળે ન ક્યાંય.**

તેના તેજ તણો નહિ પાર, તમે શું કરો વિચાર,
જઇ પરણો **કન્યા દમયંતી,** એમ **રાજા નળને** કહ્યું.-
(હવે) નારદમુની કહેવાય, તે તો દેવ સભામાં જાય.
(તેણે) જઇ કહ્યા સમાચાર ઇંદ્રને...
વાયુ **વરૂણ** અગ્નિ આવ્યા, જોડે **યમરાજાને** લાવ્યા,
ઘણા ચરિત્ર કીધા **રાજા-નળ** છળવાને...

સાખી } **પાંચે મંડપમાં ગયા, ધરી નળનું રૂપ,**
**આવી વરમાળા આપવા, તે બની ગઇ તદરૂપ.**

પુત્રી પુછે પીતાને વાત,-(૨) માળા કોને આરોપુ,
અહીં આવ્યા છે **પાંચે આ નળ બની...**
નારી ફરતી ફરતી આવી; **વરમાળા** આરોપી **નળરાજાને,**
એક એકને દીધા શ્રાપ, રીંછ રોઝ **વાંદરે** બન્યા;
તેતો દેવ સભામાં ગયા, એ તો ઓશીયાળા થયા.
ઘરની નારીઓ મહેણાં દે છે, એમ કહે ખુશાલદાસ,
સાબારા જગજીવન એ પછી કળજુગ વ્યાપ્યો **નળરાજાને.**

## સાસુ–વહુની ગરબી–લોકગીત.

સાસુ ને વહુ બે રેટીઆ રે કાંતે,
કાંતતાં બાઇજીએ પૂછ્યું રે, મારી સહીરે સમાણી.
વહુ રે વહુ મને પૂણીઓ બતાવો, પૂણીઓ કાંતી નાખી રે.–મારી.
વહુ રે વહુ મને સુતર દેખાડો, સુતર સુતરીઆને આપ્યું રે.–મારી.
વહુ રે વહુ મને પૈસા બતાવો, પૈસાના કંકણ પહેર્યાં રે.–મારી.
વહુ રે વહુ મને કંકણ બતાવો, કંકણ તો નંદવી નાંખ્યા રે.–મારી.
વહુ રે વહુ મને કકડા બતાવો, કકડા પુંજામાં ગયા રે.–મારી.
વહુ રે વહુ વાશીદું બતાવો, વાશીદું ઉકરડામાં નાંખ્યું રે.–મારી.
વહુ રે વહુ ઉકરડો બતાવો, ઉકરડો ખેતરમાં ગયો રે.–મારી.
વહુ રે વહુ મને ખેતર બતાવો, ખેતરમાં રેલો આવી રે.–મારી.
વહુ રે વહુ મને દરીઓ બતાવો, સાસુ વહુ દરીએ જાય રે.–મારી.
આગળ બાઇજી ને પાછળ વહુજી, બાઇજી તે દરીઆમાં બુડે રે.–મારી.
બાઇજી તે બુડે ને સાહેલો તરે છે,
જો જો નગરીના લોકો રે, બાઇજીની દીકરી ખોળે છે.

## શ્રી અંબાજીની ગરબી.

આજ મારી આઠેમ રંગ ભરીરે, મારે રમવા સરખો રાતજો.
હું તને વિનવું અંબીકારે, મારે ગરબે રમવા આવજો.
હું કેમ આવારા એકલીરે, મારી સાથે સહિયરનો સાથજો.
પહેરોની ચોરને ચુંદડી રે, માતા હોડો કસુંબા ઘાટજો.
આંખડી આંજે અણીઆળડીરે, માતા ટીલડી ચોડો લલાટજો.
કેડ પટોળડી ખસમસેરે, માને ઝાંઝરનો ઝમકારજો.
પાંચ પટ્ટાનો માને ઘાઘરોરે, માને સાળુડે કસબી કોરજો.
લીલડા ગજની કાંચળીરે, માને ડોકે ને નવસેરો હારજો.
આછી તે પીએળ ઘમઘમેરે, માને મોતીડાં તપે લલાટજો.

## શ્રી બજરંગી હનુમાનનો ગરબો.



અંજનીનો જાયો હનુમાનરે સમરૂં બજરંગી;
એને ચઢે છે તેલ શીંદુરરે સમરૂં બજરંગી;
મારા રામ તણા રખેવાળરે સમરૂં બજરંગી;

સાખી } શનીવારે કરૂં તમારી સ્થાપના ને સોમે કરૂં ભોજન,
કપુરે ઉતારૂં આરતી, એવા સકળ સ્વરૂપ હનુમાનરે-સ.

માતાજીનાં વચન સાંભળીને, બાપના પાળવા બોલ;
અયોધ્યાનું રાજ મુકી રામ-લક્ષ્મણે ભોગવીયાં વનવાસરે-સ.

રામે રથ જોડાવ્યા, સીતાને લીધાં સાથ;
વનનાં વનકળ પહેરીઆરે, સાથ ચાલ્યા છે લક્ષમણ વીરરે-સ૦
વનમાં જઇ ઝુંડી કરીને, ત્યાં પુર્યો છે વાસ;
લક્ષ્મણ સરીખા બંધવા નહી મળેરે, તમને ફળનું લાવી
આપનાર કોણરે-સ૦
રામ ગોડે તલાવડીને લક્ષમણ બાંધે પાળ;
સોના કેરે ઘડુલેરે સીતા ડમરોને ભરવો પયરે-સ૦
સીતાની વાડીમાં તે, મૃગલો ચરી ચરી જાય;
કાલે મરાવું પેલા મૃગનેરે, મારાં કાચાં તે વનફળ ખાયરે-સ૦
મૃગ મરાવી હારમો ને, તેની પકાવું છાલ;
તેનો સીવડાવું કંચવોરે, હું તો હીંડું ચમકતી ચાલરે-સ૦
મરીચી-મૃગ થઇ આવીઓને સીતાને લાગી રઢ;
હો મારા રામજીરે, કંચ કાંચળડી સીવડાવોરે-સ૦
સુતર ભરેલો કંચવોરે, ચામડાની શી રઢ;
આપણા સ્વારથને કારણેરે, પેલા પશુના શીદ લેવા પ્રાણરે-સ૦
સીતા કહે નહી પીયરીએ ને, નહી મારે મોસાળ;
નહી મારે કંથ કહ્યાગરાને મારા મનની કોણ પુરે આસરે-સ૦
ભાથામાંથી બાણ કાઢીયું ને, રામજીએ લીધું હાથ;
મૃગ મારવા રામ સંચર્યારે મુકી સીતાને લક્ષ્મણ સાથરે-સ૦
પહેલું બાણ રામે સાંધીયુંને, વાગ્યું મૃગને શરીર;
મૃગ મરતાં પોકારીઓરે, ધાજો ધાજો લક્ષમણ વીરરે-સ૦
સીતા કહે તમે સાંભળોને, બોલાવે તમ વીર;
લક્ષમણ કહે ખોટી વાત છે, કંઇ કપટ જેવી વાતરે-સ૦
(સીતા) કપટ છે તમ દીલડાં વિશે, હું સમજી આ વાર;

બીક પડી બંધવને વન વિશેરે, તમે બેઠા કરો વિચારરે–સ૦
કુ દ્રષ્ટી મુજપર તમતણી એ, તેમાં નહી સંદેહ;
જાણ્યા તમને લક્ષ્મણ દીયરારે, જાણ્યાં પાપ તમારા આજરે–સ૦
**સીતાના** વચન વાગ્યા રૂદીયા વિષે, ચઢી **લક્ષમણને** રીસ;
મઢીને ફરતી ચોકી મુકીનેરે, ચાલ્યા ત્યાંથી તે દીસરે–સ૦
ધુપ પડે ધરતી તપેરે, જોગી ઉભો બહાર;
સત્ય પાળવાને કારણેરે. ભીક્ષા આપો હો **રામ** કેરી નારરે–સ૦
આપવી હોય તો આપો મનેરે, નીકર મુખે કહો નાથ;
બાર થાય મને ધણી, મારો સંગ **કેદારનાથનો** જાયરે–સ૦
ઉંચી મેડી આકાશમાંને, નીચા સરોવર પાર;
**સીતાને રાવણ** હરિ ગયોરે, પછી મઢીમાં ઉડે કાગરે–સ૦
**રાવણને** જોઇ **સીતા** સતી, કરતાં ઘણો વિલાપ;
ન કહેવાનાં વચન **લક્ષમણને** કહ્યાંરે લીધું પાપ માથે અમાપરે–સ૦
સત્ય વચની સત્ય બંધવા ને, સત્યના ચાલનહાર;
આગળ બુદ્ધિ મારી પહોંચી નહીને ઘણા કર્યા તિરસ્કાર–સ૦
**નીચી બુદ્ધિ સ્ત્રી જાતનીરે**, નહી મનમાં કાંઇ વીચાર;
પોતાના સ્વારથને કારણેરે, કરે **પુરૂષને ખુવારરે**–સ૦
મૃગ મારી **રામ** આવીયાને આડો ઉતર્યો **સાપ**;
ઓ **રામ** બંધવારે આજે વિપ્રીત દીસે વાતરે–સ૦
**ધનુષ** મેલ્યાં ટુકડાંને, **બાણુજ** મેલ્યાં બહાર;
ઓ મારા સગુણ બંધવારે, આજે વિપ્રીત દીસે વાતરે–સ૦
મેં જાણ્યું **લક્ષમણ** સુલક્ષણોને સારાં કરશે કામ;
ના માર્યો વનમાં **મૃગલોરે**, નવ રાખી સકુળની નારરે–સ૦
**કુવા ઢાંકણુ ઢાંકણુંને, ખેતર ઢાંકણુ વાડ;**

બાપનું ઢાંકણ બેટડાને, ઘરનું ઢાંકણ નારરે-સ૦
રામ રૂવેને લક્ષમણ રીઝવેરે, ના રોસો મારા વીર;
બીજી પરણાવશું સુંદરીરે, તેનું નામ ધરાવીશું સીતા નારરે-સ૦
જળ જળ કમળ ના નીપજે, વન વન ચંદન ન હોય;
સતી-સીતા એક છેરે, એવી ઘેર ઘેર સીતા ના હોયરે-સ૦
રામ રૂવે, લક્ષમણ રૂવે રૂવે વનમાં તે પંખી જન;
ના રૂવે હનુમાન એકલા, એને સીતા લાવ્યાની ઘણી હામરે-સ૦
રામે બીડાં આપીઆંને, હનુમાને લીધાં તે હાથ;
આજ્ઞા હોય તો ઉડાયેરે તેડી લઇ આવું સીતા માતરે-સ૦
ત્યાંથી હનુમાન ઉડીયાંને પડયા લંકાની માંય;
જોયાં ચોર્યાશી ચકટાંને જોયાં બાવન બજારરે-સ૦
જોયા રાવણની રાણીઓને જોયા રાવણના મહેલ;
જોઇ રાવણની મેડીઓરે, પછી પેઠા તે વાડી માંયરે-સ૦
વાડીમાં જઇ વનફળ લાવતાને તેનો કરતા આહાર;
લીલી વાડી સુકી કરીરે, પછી દીઠા છે સીતા-માતરે-સ૦
-કયાંથી તમે અહીં આવીઆને, શું છે તમારૂં નામ ?
કોણે તમને મોકલ્યારે અહીં શું છે તમારે કામરે-સ૦
-રામે અમને મોકલ્યાને, હનુમાન છે મારૂં નામ;
પંચવટીથી અમે આવીયારે, મારે શોધ લેવાનું કામરે-સ૦
આગળ દરીઓ જળ ભર્યોને ત્યાં રાક્ષસનો ભય;
શી રીતે તમે આવીયારે, શાથી પહોંચી તમારી હામરે-સ૦
સાત-સમુદ્ર સુકા કરને રાક્ષસને મારૂ ઠેર;
આજ્ઞા હોય તો ઉડીયેરે લઇ જાવું માતાજી ઘેરરે-સ૦
વાડી સઘળી ઉજાડ કરીને, લગાડી લંકામાં લહાય;

અક્ષ્યાદી કુંવર મારીયારે, વરતાવ્યો લંકામાં કેરરે-સ૦
ત્યાંથી હનુમાન ઉડીઆને, આવ્યા રામજી પાસ;
રામને સમાચાર આપીઆરે કુશળ છે સીતા માતરે-સ૦
ત્યાંથી રામ ચાલીઆને આવ્યા લંકાની માંય;
પથ્થર કેરી પાળ બાંધીને સૈન ઉતાર્યું પેલે પારરે-સ૦
લંકાગઢ • રામ પહોંચીયાને, રાવણને થઇ છે જાણ;
ઇંદ્રજીત યુધ્ધે ચઢયોરે ત્યારે લક્ષમણને મુરછા થાયરે-સ૦



કડવી હોજો લીંબડીને શીતળ હોજો છાંય,
બંધવ હોય બોલકણારે, પણ અંતે પોતાની બાંયરે—સ૦
સુખમાં સંભારે સુંદરીને દુઃખમાં સંભારે રામ;
વનમાં સંભારે બંધવોરે મારી ભાંગી જમણા હાથની બાંયરે—સ૦
નવ મહીના ઉદરમાં રાખીયાને નવ જાણી માની વાત;
બાળપણામાં જેની મા મરેરે, તેને ચો દીશાના વાયરા વાયરે—સ૦
( રામ )—દુઃખના બેલી બંધવાને માડી જાયા વીર,
તેની તોલે કોઈ ન હોયરે. એ તો સુખ દુઃખમાં સાથરે.

---

લક્ષમણ જાગ્યાને હોજીરે બંધવ બોલને એક વાર,
માત વીના સુની બેટડીને, ભાઈ વીના સુની બેનરે.
આવ્યાતા આપણ ત્રણ જણાને. હવે કેમ જઈશ હું એકાએકરે.
માત તે મારી પુછશે ત્યારે હું શો ઉત્તર દઈસરે.
ચઉદ વરસ વન વિષે રહ્યા નવ જાણી દુઃખની વાત,
અંતે મને દગો કરીને તમે ચાલ્યા ગયા મુજ ભ્રાત;
બ્રહ્મચર્ય વ્રત તમે પાળીયું ને તજી નિંદ્રા ને આહારરે.
રાત દીવસ ચોકી કરી અમ તણી રહી ઘર બહાર,
પુત્ર વિના પરીવાર સુનો ને સ્ત્રી વીના ઘરબારરે.
બંધુ વીના બેલ નહી કોઈની મિત્ર વિના શો વિચાર,
ભરત, શત્રુઘ્ન મને પુછશે કયાં ગયો લક્ષમણ ભાઈરે.
આવી વાત તમારી સાંભળીને રોશે સુમીત્રા માઈરે,
ઉઠો બંધવ વાર થાય છે, મારવો રાવણ રાયરે.
પછી જઈએ અવધપુર વીશે, સાથે લઈ સીતાય,
રામના વીલાપ જોઈને રૂવે સૈના તમામ.
ધનવંતરી વઈદે ઉપાય શોધીયો ને, કીધી આજ્ઞા હનુમાન—સ૦

હનુમંત મન હીંમત ધરીને, દ્રોણાચળ લેવા જાય;
પલક એકમાં પાછા આવીયારે, વળી લક્ષમણની મુર્છાયરે–સ૦
કુંભકર્ણ, ઈંદ્રજીતને મારીયા, બહુ બળીઆ કુમાર;
જમાઈ મરાયા સઘળા રાવણનારે પછી રાય કરે વિચારરે–સ૦
અહી-મહી મીત્ર પોતા તણા તેને તેડાવ્યા રાવણે સાર;
રામ–લક્ષમણને તે ચોરી ગયારે, મહીકાવતી નીરધારરે–સ૦
પ્રભાતે શોધ કીધી સૈન્યમા ને, નવ દીઠા લક્ષમણ–રામ;
સૈન્ય રોવા લાગી રામનીરે, રોવા લાગ્યા અષ્ટ પ્રધાનરે–સ૦
હનુમાને પગલાં કહાડીયાં ને આવ્યા સમુદ્દર તીર;
મકરધ્વજને ત્યાં બાંધીઓરે, એ તો ગયા છે પેલી પારરે–સ૦
દેવી દેરામાં પેસીને ત્યાં, દેવી બન્યા તનખેવ;
રામલક્ષમણ ત્યાં આવીયારે એમણે કીધી છે હનુમંત સેવરે–સ૦
મહીરાવણનું મોત સાધીને તેને પણ માર્યો ઠાર;
તેની રાણીને વરદાન આપીયારે પછી આવ્યા તે લંકા મોઝાર–સ૦
લંકામાં યુદ્ધ કરીને છેદ્યાં રાવણનાં શીર,
અસુરનો અંત આણીયોરે પછી હરખ પામ્યા જુગદીશરે–સ૦
રાણી કીધી મંદોદરીને, આપ્યું વિભિષણને રાજ;
સીતા લઈ રામ સંચર્યાને, આવ્યા અયોધ્યા મોઝારરે–સ૦
માતાએ મોતીડે વધાવીઆને હઈડે હરખ ન માય;
મોતી કેરા ચોક પુરીઆરે લીલા નૌતમ ત્યાં તો થાયરે–સ૦
છોડાવી અધરમ, નગર તણાને, ટાળ્યા પ્રજાનાં દુ:ખ;
લાડ પાળ્યાં માતા તણારે, લવલેશ રાખ્યા નવ દુ:ખરે–સ૦
રૂડો ગરબો બજરંગી તણોને, વાંચે નિત્ય નરનારને,
હનુમંત કેરા પ્રતાપથીરે, છોટા કહે ઉતરે ભવપારરે–સ૦

# પંદર તિથિનો ગરબો.

સખી પડવે તે પંથ ચાલ્યારે, મહાવનના તે મારગ ઝાલ્યારે,
સાથે સીતા ને લક્ષ્મણ બાળા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી બીજે મઢીમાં બીરાજેરે, એવાં નદીઓ તણાં નીર ગાજેરે,
રામ મેલી ગયા રૂડું રાજે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી ત્રીજે તે વન કેરી ઝાડીરે, વનફળ મંગાવે છે દહાડીરે,
સારી શોભે સીતાજીની વાડી રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી ચોથે કેવડીઓ મહેકેરે, ફાલ્યો ફુલ્યો ને મોગરો લેહેકેરે,
એવી લીલી લતાઓ લેહેકેરે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલી ને કાંઠલો કાળોરે,
મુખે રામ ભણતો બાળ્યો, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી છઠ્ઠે છેતરવાને આવ્યોરે, કુડો કપટી રાવણ સાથે લાવ્યોરે,
એ મુખનો મૃગ બનાવ્યોરે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી સાતમે શ્રીહરી સમર્યારે, વાડીભેળી ઉરાડયા છે ભમરારે,
દુઃખ સહિને તાણ્યા છે ડમરારે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી આઠમે એને નીહાળ્યોરે, ધનુષ ધારીને મૃગલો માર્યોરે,
મૃગ મરતી વખતે પોકાર્યોરે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી નોમે તે નાંખ્યો તીરરે, જઈ વાગ્યો મૃગને શરીરે,
વા'રે ધાજો લક્ષ્મણ વીર, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી દશમે કહે લક્ષ્મણને, એલી વીરો બોલાવે છે તમનેરે,
આડી આણ લીધી છે અમને, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી એકાદશી અપવાશીરે, લંપટ લેવાનો લાગ તપાસીરે,
રાવણ સીતાને લઇ ગયો નાશી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી બારશે હનુમાન બળીયારે, ઠેકી સમુદ્ર પાર નિકળીયારે,

જઇ જોગમાયાને મળીયા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી તેરસે ત્રંબાળુ ગાજેરે, હાક હનુમાન કેરી વાગેરે,
લાય લંકા તે ગઢમાં લાગે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી ચઉદશે ચિત વિચારીરે, ફોજ વાંદરાની રચી સારીરે,
રામે-રાવણને નાખ્યો મારી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી પુનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે,
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.
સખી પંદર તીથી થઇ પુરીરે, એમાં એક નથી અધુરીરે,
આત્મારામની વાણી મધુરી. રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે.

---

## શ્રી મહાકાળી માતાનો ગરબો.




મા તુ પાવાની પટરાણી કે,
કાળી કાળકા રે લોલ.
મા તારે ડુંગરડે ચઢવુ તે અતિ
ઘણું દોયલું રે લોલ,
મા તારી પ્રદક્ષણા કરવી કે,
વરણન શું કરું રે લોલ.
વિશ્વાસે તપ કરતાં કે, કેવળ
મુની થયા રે લોલ,
આવું રૂડું ચકડું ચાપાનેર કે,
ચઉટા ચઉદ મળ્યા રે લોલ.
ત્યાં કાંઇ ગાતા તે ગરબા કે, માજી આવીયાં રે લોલ.
રાયે છેડલો સાહ્યો હાથ કે, માજી પ્રસન્ન થયાં રે લોલ.
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાર કે, હાથી ઝુલતાં રે લોલ,
માગ્ય માગ્ય કુટુંબ કુશળક્ષેમ કે, જંજાળ અતિ ઘણી રે લોલ.

માગ્ય માગ્ય ગુજરાત સરખી ગાદી કે, ભદ્ર બેસણાંરે લોલ,
માગ્ય માગ્ય નવે ખંડના રાજ્ય કે, ચાંદા સુર્ય તપેરે લોલ.
માગુ માગુ એટલું વરદાન કે, મારે મહોલે પધારીએરે લોલ,
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માંગીયું રે લોલ.
આજથી છઠે ને છ માસે કે મુળ તારૂં જશે રે લોલ,
એમ કહી માતા થયા અલોપ કે પાવો હાથ ઘસી રહ્યોરે લોલ.
મુગલે ચઢાવી છે ફોજ કે, પાવાગઢ ઘેરીયો રે લોલ,
દરવાજે ઉભા દરવાન કે, કોઇને પુછીયું રે લોલ,
રાજાજીએ ખોદાવીયું તળાવ કે પાણી ન નિસર્યું રે લોલ,
મુગલે ખોદાવીયું તળાવ કે, જળ દુધે ભર્યું રે લોલ;
માજીનો આવો જે મહિમાય કે, કવિ નવ કહી શકે રે લોલ.

---

## શ્રી વલ્લભકૃત—બહુચરાજી માતાનો ગરબો.

જરદારી બહુચર માત, જોવાને જઇએ—ટેક.
જોવા જઇએ સુખીયાં થઇએરે, આરાસુરમાં રહીએરે;
આપ આપણા મનની વિનતી જઇ બહુચરને કહીએ—જોવા૦
આરાસુરમાં—અંબા બીરાજે, પાવાગઢ મહાકાળીરે;
દક્ષિણમા તુળજાભવાની, સુંવાળ બહુચર બાળી—જોવા૦
માને પારે હવન થાય ને ચીર ચુંદડા હોમાયેરે;
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે, માનુની મંગળ ગાયરે—જોવા૦
માને પારે જે કોઇ આવે, તેની પુરે આશરે;
કરજોડી જન વલ્લભ કહે મા હું છું તારો દાસ—જોવા૦

---

## શ્રી રાધાકૃષ્ણ સંવાદરૂપે. રાગ ગરબો.




રાધા—પાલવડો મારો મેલો મોહનજી મારગડે મને જાવા દો;
આવતાં આપીશ દાણ તમારૂં, મહી મારૂં વેચવા દો.
શ્રી કૃષ્ણ—વેચતાં તને કોણ ખાળે છે, સાંભળને રાધે પ્યારી;
મહી ગોરસનું દાણજ દોની, વહેલી થાને વૃજનારી.
રાધા—નારીને તું ના બોલાવીસ; છાનો રહેને છોગાળા;
કહણું રાજ છે કંશરાયનું, ગઉ ચારી ખા ગોવાળા.
શ્રી કૃષ્ણ—હું ગોવાળીઓ તું ગોવાલણ, ફરી ગમે તો આવજે,
કંશ સરિખા સો હીમાયતી, સાથે તેડી લાવજે.
રાધા—તેડી લાવું દો મુજને જાવા, રોકી રહ્યા શીદ વૃજનારી;
રઘુનાથના સ્વામી શામળીઆ, ઘેલા દીસો છો ગીરધારી.

શ્રી કૃષ્ણ-ઘેલો છું પણ દાણ ન મુકું, દોકલડો એક ઓછો;
ગીરધારીએ ગોકુલ વાસ્યું, ઉદ્ધ કરતાં હું કૃષ્ણ મોટો.
રાધા-મોટો છું ત્યારે મથુરામાંથી અરધી રાતે શું આવ્યો;
પર ઘેરરહીને પેટ ભરતો, તને દાણી કોણે કહાવ્યો.
શ્રી કૃષ્ણ-વાંકા બોલી વાર કરે છે, કે'તો હૈયાનોહાર તોડું;
દાણ દહીનું દેરે અબળા નહી તો માથાનું માટ ફોડું.
રાધા-હાર નહી તુટે માટ નહી ફુટે, ન્યાય નગરમાં પુછાશે;
રઘુનાથના સ્વામી શામળીઆ, કહો ગોકુળ કેમ રહેવાશે.
શ્રી કૃષ્ણ-ગોકુળ રહો કે જાવો અત્યારે, દાણદધીનું મહી મેલું;
ચીર હાર્યાં તે ગયા વીસરી, કામનીઓ કારણ પેલું.
રાધા-નંદતણે ઘેર નવ લાખ ગાયો, નોતું તે ધન ફાવ્યું છે;
માતા તારી મહી વેચતી, હમણાં તો રાજ્ય આવ્યું છે.
શ્રી કૃષ્ણ-હમણાં હમણાં કરતી રહેજે, મેણાં દેતી મયારી;
ધુતપણાંમાં તું ધુતારી ઠગપણામાં છું ઠગનારી.
રાધા-તું ઠગારો તારી માનો પાળેલો, તું માને મેણાં દેવરાવે;
રૂધનાથના સ્વામી શામળીઆ, ઝાઝું તે શું કહેવરાવે.
શ્રી કૃષ્ણ-કહ્યા પ્રમાણે લેતો નથી, પણ તું મોઢું ના રાખે;
અમો છીએ રાજા મહારાજા, અમને તું કેમ ના રાખે.
રાધા-ઓળખું છું તું આવ્યો નાસી, મહાવનમાં તું છાનો છું;
જાદવકુળ મધે જન્મ છે તારો, નંદતણે ઘેર નાનો છું.
શ્રી કૃષ્ણ-માતા જસોદા બડાંવડભાગી, તેના છીએ અમે અધીકારી;
મોટા મુનીવર મર્મ ન જાણે, ગોકુળ વસીએ ગઉચારી;
રાધા-ગઉચારી ગોપી ઘેર વળાતાં, અમને તમે ઓધાર્યાં;
રૂધનાથના સ્વામી શામળીઆ, તમે જીત્યા અમે હાર્યાં.

## દાણલીલા-બીજી, શ્રીરાધાકૃષ્ણના સંવાદરૂપે. ગરબો.





રાધા—તમે અજાણ્યા અમે જાણીએરે,
મારો **પાલવડો** નવ તાણીએરે;
તમે સમજી રહો મનમાંયરે,
**શામળીઆ** વહાલા રહો વેગળારે.—(ટેક) ૧
શ્રીકૃષ્ણ-તારી શુંરે સમજાવે મુજનેરે,
હું તો નહિરે જાવા દેવું તુજનેરે;
તારી મરડીને રાખીશ બાંયરે,
**મહિયારી** રાધા દો દાણશુંરે.—(ટેક) ૨
રાધા—અલ્યા બાંહ્ય શું મરડીશ વીઠુલારે,
મેં તો તુજ સરીખા ઘણા ઘણા દીઠલારે;
કપરૂ છે કંસનું રાજરે,-**શામળીઆ** ૩
શ્રીકૃષ્ણ-તારા કંસ થકી શું થાય છેરે,
એવા કંઈક આવે ને કંઈક જાય છેરે;
તારા ઉરના ઉતારીશ હારરે,-**મહિયારી** ૪
રાધા—અલ્યાના હાર હડ્યાનો તુટશેરે.
મારી મહીની મટુકી ફુટશેરે;
ઘેર **સાસુડી** દેશે ગાળરે,-**શામળીઆ** ૫

શ્રીકૃષ્ણ—નારી ગાળે તે આળ:નહી ચડેરે,
જેનું લેણું હોય તે તો લડેરે;
એવા દાણ મેલ્યા કેમ જાયરે.—મહીયારી० ૬
રાધા—અલ્યા દાણી તે ક્હીનો કા'વીયોરે,
મથુરાંથી ગોકુળ આવીયોરે;
ચારી નંદતણું ઘેર ગાયરે.—શામળીઆ. ૭
શ્રીકૃષ્ણ—નારી ગાય ચાર્યામાં શી લાજ છેરે,
એ તો પોતપોતાનું કાજ છેરે;
એમાં મેણલીઆં નવ હોયરે.—મહીયારી ૮
રાધા—અલ્યા મેણાં માણસને લાગે ઘણારે,
સુણો વઢનાં હોય જ્યારે એ જણારે;
તને નીર્લજને નહિ લાજરે.—શામળીઆ ૯
શ્રીકૃષ્ણ—નારી લાજે તે કાજ નહી સરેરે,
અહીંયાં બીક તે તું કોની ધરેરે;
આવ મળીયે આપણ જણ બેયરે.—મહીયારી ૧૦
રાધા—એવું નીર્લજ બોલમાં શામળારે,
તારા ઉરના ઉતારીશ આંબળારે;
મુકો મુકોને મારો હાથરે—શામળીઆ ૧૧
શ્રીકૃષ્ણ—નારી હાથ ન મેલું તાહરોરે,
અહીયાં અમલ ચાલે છે માહરોરે;
મારે દાણના દોકડા મેલરે.—મહીયારી ૧૨
રાધા—અલ્યા નંદબાવાનો તું છોકરોરે,
તારી પાસે નથી પૈસો રોકડોરે;
અલ્યા મન્છર આવડો કેમ હોયરે.—શામળીઆ ૧૩

શ્રીકૃષ્ણ—નારી અકુભાણની તું છોકરીરે,
તારી પાસે નથી પાઈ રોકડીરે;
આવડું કેમ અભીમાન હોયરે.—મહીયારી ૧૪

રાધા—હું તો વિનતી કરૂં છું ક્યારનીરે,
સ્વામી રૂધનાથના હારી તમ થકીરે;
મહીનું તે દાણ ન હોયરે.—શામળીઆ ૧૫

---

## દાણલીલા—શ્રીકૃષ્ણ ગોપીનાં સંવાદરૂપે. ગરબો.

ગોપી—અલ્યા કહાનજી તું ક્યાં ઘેલો થયો જો,
તું તો શેનું માંગે છે દાણ જો;
મહીની મટુકી મારી ફુટશે જો,
ગોરસની થાશે હાણ જો.—ઘેલું શું બોલે ગોવાળીયાજો. ૧
અલ્યા નર જાણીશ કોઈ બાપડી જો,
કોઈ મળશે માથા કેરી નારજો;
મારગ મુકીને રહેને વેગળો જો,
રાજા કંસને થાશે જાણ જો.—ઘેલું ૨

કૃષ્ણ—તારો કંશ કબુદ્ધિ નર શું કરે જો,
મારી સંગે છે સઘળો સાથ જો;
અલી દાંડી તે દાણ ચોરી જતી જો;
ઘણે દહાડે આવી મારે હાથ જો. ઓછીતું જાત આહીરનીજો ૩ ટેક

ગોપી—અલ્ય હાથની તે હોંશ રખે રાખતો જો,
એ હાથે તો—તું—ચારી જાણે ગાય જો;
પાલવ મુકીને રહે વેગળો જો,
મારી વ્રિજમાં થાશે હાણ જો.—ઘેલુ. ૪

કૃષ્ણ—અલી વ્રજમાં વસીને વેર વાળશું જો;
રખે રાખતી લડવામાં હામ જો,
નંદજીના નામ પ્રતાપથી જો;
હું તો છેદું તારા કંશનો હામ જો.—ઓછી. ૫
ગોપી—અલ્યા કંશે કર્યું તે કેમ વિસરે જો,
ભાઇ હણ્યા પોતાના ત્યાંય જો;
નાશીને છુટયો તું લાડકા જો,
આવી ઉછર્યો છે વ્રજમાંય જો.—ઘેલું. ૬
કૃષ્ણ—વળી વ્રજમાં વશીને વેર વાળશું જો,
તું તો જોજે અમારા કામ જો;
અવનીનો ભાર ઉતારવા જો,
ધર્યું નંદકુંવર રૂડું નામજો;—ઓછી. ૭
ગોપી—અલ્યા સાચું કહેતામાં દુઃખ લાગશેજો,
પેટ માટે ચારે છે ગાય જો;
તું આવડો મોટો એમાં થયો જો,
તુને કોઇએ ન આપી કન્યાજો.—ઘેલું. ૮
કૃષ્ણ—અલી આહીરની કન્યા અમો શું કરું જો,
અમે સદા કહેવાઇએ બ્રહ્મચારી જો;
રખે પડછાયો મુને પાડતી જો,
તું તો કામળીની ઓઢનાર જો.—ઘેલું. ૯
ગોપી—અલ્યા લાખ ટકાની મારી સોખડીજો,
હીરા જડીત મારો છે હારજો;
આછી પટોળી મારી પેહરણું જો,
તું તો કામળીનો ઓઢનાર જો.—ઓછી. ૧૦

કૃષ્ણ—જેનો બ્રહ્માએ તાણો તાણ્યો જો,
એનો શંકર સરખો વણનાર જો;
તેણે ઓઢણું મારે કામળો જો,
તેનો શેષ ન પામે પાર જો.—ઓછી. ૧૧

ગોપી—અલ્યા શેષ સરખું તન તાહરૂં. જો,
અમો ચંપક વરણી નાર જો;
અલ્યા કાયા કનકને વેર વાધ્યું જો,
તું તો પશુ તણો પીંઢાર જો.—ઘેલું. ૧૨

કૃષ્ણ—તું શાને નીસરી મહી વેચવા જો,
અલી બેશી રહેને ઘરમાંય જો;
દોલત ઘણી છે તારા બાપને જો,
તું શાને આવી અહીંયાય જો.—ઓછી. ૧૩

ગોપી—આ વાટે સદા મહી વેચતાં જો,
જઇ પુછો જસોદા માય જો;
બાંધી મુઠ્ઠી સવા લાખની જો;
ઉઘાડીએ તો પત જાય જો.—ઘેલું. ૧૪

કૃષ્ણ—અલી ઘણી ઇચ્છા છે મહી ચાખવા જો;
મીઠી-મેળવણીનો સ્વાદ જો,
ફીકું પડશે તો પાછું આપશું જો;
તું તો શાને કરે વિવાદ જો.—ઓછી. ૧૫

ગોપી—અલ્યા ગોરસ કેરૂં કોણ ગજું જો;
જેટલું પીએ તેટલું પાત જો,
વચને વેર વાધ્યું ઘણું જો;
કદી મન મેળાવો થાત જો.—ઘેલું. ૧૬

કૃષ્ણ—અમે દાણુને મશે શું દુભીએ જો;
તું તો દાસી દીસે છે રીસાળ જો,
હસીને તાળી લે હાથમાં જો;
તું પ્રીત ધરીને રસ આલ જો.—ઓછી. ૧૭
ગોપી—અલ્યા માગ્યા મુક્તાફળ પામીએ જો,
હઠ કરે કંઇ નહી હોય જો;
લાજ નહિ તુને લાડકા જો,
મન આણુને કંઇ વિવેક જો.—ઘેલું. ૧૮
કૃષ્ણ—અલી વિવેક ઘણો છે મન માહરે જો;
જવા નહીં દેઉં નિરધાર જો,
આપ્યા વિના કેમ છુટકો જો;
તારા મનમાં શું તું વિચાર જો.—ઓછી. ૧૯
ગોપી—તારા મનનો વિચાર મેં જાણીયો જો;
હઠ શાને કરો છો આંય જો,
મનમાં મન મળી ગયું જો;
જેમ સાકર ભળે દુધ માંય જો.—ઘેલું. ૨૦
કૃષ્ણ—મીઠાં વચન તારા માનુની જો;
સાકર સરખી બોલ જો,
પ્રીતિનો બાંધ્યો તુંજ પાસ છું જો;
આ આપું તમોને કોલ જો.—ઓછી. ૨૧
ગોપી—શઠ બાગીને રસ આપીઓ જો;
ગોવાલણી લાગી પાય જો,
નંદજીના કુંવર કૃપાળને જો;
હલટ તો અંગે ન માય જો.—ઘેલું. ૨૨

જે કોઇ ગાય શીખે ને સાંભળે જો,
તે ફરી ન આવે ગર્ભવાસ જો,
દાણલીલા દીનાનાથની જો;
ગુણ ગાય રતનીઓ દાસ જો.—વેલું. ૨૩

## દાણલીલાની સાખી. (શ્રી રાધાકૃષ્ણના સંવાદ રૂપે.)

શ્રી કૃષ્ણ-ઉંચીને અલબેલડી રાધે, સાંભળ કહું તે વાત,
વૃંદાવનને મારગ જાતાં કોણ છે તારી સાથ;
આંજ્યા વિના આંખડી કાળીરે, બાજુબંધ બેરખાળીરે.
રાધા—સાથ વાળી તેને ઘેર બેઠી, તારે શી પડપુછ,
માર્ગ મુકી રહે વેગળો, તારે મોઢે નથી મુછ;
ચાલ્યો જા પાસરી વાટેરે, સાંખુ નંદરાયને માટે,
તું તો કયાંનો કાનુડો દાણીરે, પાઉ તને પાંદડે પાણીરે.
કૃષ્ણ—શી છે તારી જાતડી, ને કીયું છે તારૂં ગામ,
કોણ તારાં માત-પીતા ને શું છે તારૂં નામ-ઉંચી.
રાધા—આહીરની અમો જાતડી, ને-ગોકુળ મારૂં ગામ,
ભ્રખુભાણની હું બેટડી, રાણી રાધા છે મારૂં નામ-ચાલ્યો.
કૃષ્ણ—બોલતી નો'તી તે બોલવા શીખી, આવડું બોલી આજ,
વંદ્રાવનમાં નીત્ય ફરે છે, તુજને તે શી લાજ-ઉંચી.
રાધા—લાજવાળા છો તે હું જાણું, ઢાંકી રાખો આપ,
વૃંદાવનનો મારગ રોકી, નીત્ય તપાસો લાગ-ચાલ્યો.
કૃષ્ણ—ઝાઝાં રાખો મેઢકાં-ગોપી, ઝાઝી રાખે ગાય,
છાશ પીને મોટી થઇ, ભરવાડાની જાત કહેવાય-ઉંચી.
રાધા—ગોકુળથી આવી ગોવાલણી, મથુરાંથી આવ્યો કહાન,
મારગમાં એકઠાં થયાં, તું શેનું માગે છે દાણ-ચાલ્યો.

કૃષ્ણ—ગોકુળની ગોવાળણી, મથુરાંને મારગ જાય;
આડો કા'ન ફરી વળ્યો તારો પ્રિતે પાલવ શાય-ઉંચી.
રાધા—હું બેટી બ્રખુભાણાની, રાણી-રાધા મારૂં નામ,
દાણ લેવાની ઇચ્છા હોય તો, આવજે ગોકુળ ગામ-ચાલ્યો.
કૃષ્ણ—નંદબાવાનો હું નાનડીયો, કહાનજી નામ પ્રમાણ,
દાણ લિધા વિના જાવા દઉ તો, નંદબાવાની આણ-ઉંચી
રાધા—આણ તો માનુ એક કંશની, બીજી ન માનું કોય,
નવનંદ મારે નેસડે વસે, તારો નંદ તો કોણજ હોય-ચાલ્યો.
કૃષ્ણ—કંશ તે તારે કોણ છે, મેં વશ કીધો સઉ ઠામ,
સંભાળીને બોલજ રાધા-શુદ્ધ ગઇ કે સાન-ઉંચી.
રાધા—શુદ્ધ ગઈ નથી માહરી, તારી ગઇ જેમ હોય,
સાંભળ છઈયા, નંદના, તારે મન વીચારી જોય-ચાલ્યો.
કૃષ્ણ—મનમાં શું વિચારે રાધા, દાણ લેવાનો સહી,
તારી માને શું કહીએ, તને વેચવા મોકલી અહીં-ઉંચી.
રાધા—આવોને ગોપીના વહાલા, સાંભળો કહું તે વેણ,
તારી માને શું કહીએ, તારી પાસે ચરાવે ધેન-ચાલ્યો.
કૃષ્ણ—એણાં બેણાં કરતી રહેજે, મદયારી મદમાતી,
છાશ પીને દહાડા કાઢે, તું તો રંગે થઇ છે રાતી-ઉંચી.
રાધા—કહાનજી કાળા ન કરો ચાળા, મોરલીઓ વાળા;
અડધી રાતે શું નાઠા તમે, ભરીને ઉચાળા.-ચાલ્યો.
કૃષ્ણ—દાણના દોકડા લઇશું રોકડા, બીજી ના કર વાત;
તારે મારે ઝઘડો થાશે, ફોડીશ મહીના માટ.-ઉંચી.
રાધા—દાણના દોકડા આપીશ રોકડા, બીજું ન થાએ આળ;
દાણ લીધામાં શું સમજે, તું નાનું સરખું બાળ.-ચાલ્યો.

કૃષ્ણ—મહીયારી તું મદની માતી, હું નાનું સરખું બાળ;
બાળપણું તુજને દેખાડું, થાવા દે સંધ્યાકાળ—ઉંચી.
રાધા—સંધ્યાકાળે તું શું બતાવે, સાંભળ—કાળા—કા'ન;
મહી વેચીને આવતા, આપીશ તારૂં દાણ.—ચાલ્યો.
કૃષ્ણ—તું રંગીલી રૂપની રૂડી, હું છબીલો કાન;
મહી ખપે કે ના ખપે, તું આપને મારા દાણ.—ઉંચી.
રાધા—મહીનાં દાણ ના હોય મોહન, મનમાં સમજો પેર;
મહી પીવાનો ખપ હોય તો, આવજો મારે ઘેર.—ચાલ્યો.
કૃષ્ણ—ક્યારની તે એણાં દધને, કીધાં અદકાં વેર;
હેત કરી હવે આપવા આવે, એ લાગે કડવાં ઝેર—ઉંચી.
રાધા—કહો તો હરી ઘેરથી લાવું, કહો તો પાઉં આંય;
હિમાના સ્વામી શામળા, તમે મનમાં ન લાવશો કાંઇ—ચાલ્યો.

---

## ✻ શરદ પુર્ણીમા, અજવાળી રાતની ગરબી. ✻

આસો માસે શરદપુનેમની રાતજો,
ચાંદલીઓ ઉગ્યોરે સખી મારા ચોકમાં.—
સસરો મારો દેરા સરખો દેવજો; સાસુડી દેરારે કેરી પુતળી.
જેઠ મારો અષાડીલો મેહજો, જેઠાણી ઝબુકે વાદળ-વીજળી.
દિયર મારો ચાંપલીયાનો છોડજો, દેરાણી ચાંપલીયા કેરી પાંખડી.
નણદલ મારી વાડીમાંની વેલજો, નણદોઇ તે વાડીમહીનો વાંદરો.
પરણ્યો મારો ચતુર-સુજાણજો, તાણીને બાંધે નવરંગ પાઘડી.
એ પાઘડીએ દશ દશ આંટાજો, આંટાને આટેરે નવરંગ પાઘડી.
ગોરીનો પરણ્યો વહાણે કમાવા જાયજો; વહાણેથી લાવેરે ખારેક-ટોપરાં,
ખારેક ખાય તો ખટકે ગોરીની ડાઢજો, કોપરડું ખાય તો ગોરીને કુચા વળે.

## છોકરીઓની રમત. (રાગ ગરબો.)

તમને કઈ વહુ ગોરાં ગમશે લાલ, અચકો મચકો કારેલી...અચકો,
અમને રૂખી વહુ ગોરાં ગમશે રાજ ... ... ...અચકો.
એ ઢીંગણીને શું કરશો રાજ ... ... ... ...અચકો,
એ ઢીંગણી કામણગારી રાજ ... ... ... ...અચકો.
એને ઉંચી મેડીએ બેસારશું રાજ ... ... ...અચકો,
એને ટોપલો ધરાણું ઘાલશું રાજ ... ... ...અચકો.

## મેંદીના ગરબી.

મેંદી તે વાવી માળવે, એનો રંગ ગયો ગુજરાતરે-મેંદી રંગ લાગ્યોરે.
નાનો દીયરીયો લાડકોને, કંઈ લાવ્યો મેંદીનો છોડરે-મેંદી
વાટી ઘુંટીને ભર્યાં વાડકારે, ભાભી રંગો તમારા હાથરે-મેંદી
હાથ રંગીને દીયર શુંરે કરૂં, એનો જોનારો પરદેશરે-મેંદી.
લાખ ટકા આપું રોકડાં, કોઇ જાએ જો દરિયા પારરે-મેંદી.
શોકયના સાયબાને જઇ કહેજો. તારી બ્હેની પરણે ઘેર આવરે-મેંદી.
બ્હેની પરણે તો ભલે પરણે. એની ઝાઝા દી રોકજો જાનરે મેંદી.
શોકયના સાયબાને એટલું કહેજો, તારો વીરો પરણે ઘેર આવરે-મેંદી.
વીરો પરણે તો ભલે પરણે, એની ઝાઝેરી જોડજો જાનરે-મેંદી.
શોકયના સાયબાને એટલું કહેજો, તારી માડી મરે ઘેર આવરે-મેંદી.
માડી મરે તો ભલે મરે, એને બાળજો બોરડી હેઠરે-મેંદી.
શોકયના સાયબાને જઇ કહેજો તારી માનીતીની ઉઠી આંખરે-મેંદી.
ચાલો સીપાઇઓ ચાલો ભાઇબંધો, હવે હળવે બાંધો
હથીઆરરે-મેંદી રંગ લાગ્યો રે—

# સત્યવાન અને સતી સાવિત્રીનો ગરબો.

કવિ—રૂડા અશ્વપતિ રાજાની ડાહી દીકરીરે;
જેનું સતી શિરોમણી-સાવિત્રી છે નામ;
જેણે સ્વામીને છોડાવ્યો યમ-પાસથીરે.
જેણે સકળ જગતમાં અમર કીધું નામ,
તેના ઉત્તમ ગુણની ગરબી-ગાઓ-સુંદરીરે.
રાજા એક હતો ઘરડો ને આંખે આંધળોરે,
તેનું શત્રુએ લઇ લીધું રાજ્યાસન.
તેથી જંગલમાં જઇ બાંધ્યું તેણે એક ઝુંપડુંરે;
તેને સત્યવાન નામે લાડકડો તન,
તે તો કરતો માતાપિતાની-સેવા પુરા પ્રેમથીરે.
જેની કંચનવરણી કાયા વાણી મીઠડીરે;
મીઠા મહેરામણના જેવો ગુણ ગંભીર,—
ઘરડા અંધ પિતામાતાની જાણે લાકડીરે;
રે'તો માતપિતાની આજ્ઞાને આધીન,
તેની સાથે વરવા સાવિત્રીએ આદર્યુંરે.

નારદ—ત્યાં તો નારદજી સમજાવે બાળા ભોલડીરે,
એની સાથે વરતાં થાશે મોટી હાણ,
એનો આવરદા તો એક વર્ષ બાકી રહ્યોરે;
માટે ન કરતી તું વગર વિચાર્યું કામ.
બીજા રાજકુંવર રૂપાળાની સાથે વરોરે,—

સાવિત્રી—ત્યારે સાવિત્રી બોલી નારદજી સાંભળોરે,
લખિયા લેખ લલાટે મિથ્યા નહિ થાનાર,

મ્હેં તો મનેથી માન્યો તે પરમેશ્વર મારોરે;—
મ્હારો નિશ્ચય કોટી કલ્પે નહિ ફરનાર,
માટે એ વરની સાથે સગપણ મારૂં કરોરે.
કવિ—જોઈ અડગપણું પુત્રીનું રાજાએ પછીરે,
દીધું સત્યવાનની સાથે કન્યાદાન,
રૂડા રાજ્યમહેલની વસનારી વગડે વસીરે,
ત્યાગી અંબર-જુના વસ્ત્ર કર્યાં પરિધાન,
સ્નેહે સ્વામી-સસરા-સાસુની સેવા સજીરે,—
જેણે કઠણ ભૂમિ પર પાય કદી દીધો નથીરે,
જેનાં પડતા બોલ ઉપાડતાં દાસી-દાસ,
જેની કોમળ કાયા ફુલ શૈયાપર લોટતીરે;
તેણે પર્ણકુટીમાં પ્રેમે કીધો વાસ,
મનથી માન્યું મારા વૈભવમાં બાકી નથીરે,—
ત્યાં તો જળના રેલાસમ દિવસો વહી જાતા હતારે,
બાળા-નારદજીનાં વચન કરતી યાદ.
મનમાં ભય ધરતી-નવ કરતી કો-ને વારતારે;
મનથી ગોઠવતી શું કરવા તેનો ઘાટ,—
રજની દિવસ વિચારો એના-એ મનમાં થતારે.
(એવે)-દા'ડા ચાર રહ્યા આવરદાની અવધી તણારે.
સતીયે તે સમયે ત્યાં અન્નજળ કીધું ત્યાગ.
જોડયું ચિત પ્રભુમાં ધારીને શુભ ધારણારે;
સોંપ્યું શ્રીહરિના ચરણે પોતાનું ભાગ્ય.—
સાવિત્રી-મારી વ્હારે ચડજો હે દિનબંધુ શામળારે,
જાણ્યું સાસુ સસરે વહુઅર સંકટ વેઠતીરે,

સાસુસસરા પૂછે શા માટે કરે અન્ન ઉદકનો ત્યાગ.
શાણી શા માટે તું કારણ કંઇ કહેતી નથીરે,
કષ્ટે કરમાશે કોમળ આ ત્હારી કાય;
વહુઅર આ વયમાં વ્રત કરવાં યોગ્ય તને નથીરે.
કવિ—દુઃખમાં દા'ડા ચાર વિતાવ્યા વ્રતવિધિએ કરીરે,
આવ્યો સ્વામી સ્વર્ગ સિધાવા કેરો દિન.
સાવિત્રી-આજે ના થાઉં અળગી હું મારા નાથથીરે;
કવિ—એવો નિશ્ચય કીધો સાવિત્રીએ મન,
સ્વામી સંગે રે'વા તૈયારી છાની કરીરે;
ત્યાં તો સત્યવાન મા-બાપ તણે ચરણે નમેરે;
કરમાં લઇ કો'વાડો કાષ્ટ કાપવા જાય,
ત્યારે સાવિત્રી સ્વામીને છાની વિનવેરે.
સાવિત્રી—આજે વન જોવાની મુજને ઇચ્છા થાય,
માટે સંગાથે લઇ જાઓ સ્વામી મુજનેરે.
સત્યવાન-ઘેલી નારી ત્હારી છે કોમળ કાયા ઘણીરે,
ત્હારી કનકલત્તા સરખી કાન્તિ કરમાય,
વ્હાલી વગડામાં ઝાઝા કંટક ને કાંકરારે;
ત્હારી પંકજ સરખાં પગ પાની છુંદાય,
માટે હઠ મેલી અલબેલી ઘરમાંહી રહોરે.
સાવિત્રી—સ્વામી તમ સંગાથે જંગલ મંગળ લાગતુંરે,
ઘરમાં તમ વિણ મુજને ધરતી ખાવા ધાય,
હું તો પગલે પગલે પંથે તમ પુંઠે રહુંરે;
મુજથી આપ વિના એકલડી નહિ રહેવાય,
માટે સંગાથે લઇ જાઓ સ્વામી મુજનેરે.

સત્યવાન-નારી જો મુજ સંગે આવ્યાની ઇચ્છા કરોરે,
આજ્ઞા માગો જઇને માતપિતાની પાસ;
આજ્ઞા આપે તો ચતુર ચાલો મુજ સંગમારે,
વ્હાલી વડીલ જનોની આજ્ઞા નવ લોપાય;
લખીયું શાસ્ત્ર-પુરાણે જાણો છો સર્વે તમેરે.
કવિ—આજ્ઞા માંગીને ચાલ્યાં આનંદે દંપતિરે,
પંથે કરતાં પ્રેમે વિધવિધ વાત વિચાર;
મુખ મલકાવે પણ સાવિત્રીને ચિન્તા અતિરે,
રાખે પળ પળ પોતે સ્વામીની સંભાળ;
મનમાં ધીરજને ધારે સંભારે શ્રીહરિરે.
આવ્યાં ગાઢા વનમાં નરનારી બે સાથમારે,
વીણ્યા ફુલ અને ફળ ઇચ્છા અનુસાર;
વળતી કોંવાડો લીધો પોતાના હાથમારે,
લાગ્યો કાષ્ટ કાપવા સત્યવાન તે વાર;
એનો આવરદા તો તે સમયે પુરો થયોરે,
લાગ્યો થાક ધણોને અંગ લાગ્યું ધ્રુજવારે;
આવી તમ્મરને રૂંધાયો તેનો પ્રાણ,
મુકી કાષ્ટ કાપવાં આવ્યો સાવિત્રી કનેરે;
સત્યવાન-વ્હાલી ઓચિન્તી આવે છે તનમાં તાણ,
શાણી નહિ સમજાતું દુઃખ ઘણું થાતું મ્હનેરે,
સાવિત્રી-મારા નાથ તમારાં સંકટ હરજો શ્રીહરીરે;
તમને કુળદેવી વનદેવીની રક્ષાય,
ઘરડાં માતપિતાની સેવાના પુણ્યે કરીરે,
વ્હારે આવીને વિશ્વેશ્વર કરશે સ્હાય,

કવિ—એવું કહીને બેઠી મસ્તક ખોળામાં ધરીરે,
ત્યાં તો યમરાજા આવી સામા ઉભા રહ્યારે !!!
જેના વસ્ત્ર તણો દીસે છે રાતો રંગ,
જેને માથે છે મુગટ ને કુંડળ કાનમાંરે,
દેખી સાવિત્રીની કાયાએ ઉપજયો કંપ.
તો પણ ધીરજને ધારી બોલી તે સુંદરીરે.
સાવિત્રી–કે'છે–સાવિત્રી–છો–કોણ તમે સાચું કહોરે ?
નક્કી લાગો છો સુંજને દેવ તણા અવતાર,
આવ્યા શા માટે ને શું કરવા મનમાં ચહોરે;
મારાં મનમાં શંકા થાયે અપરંપાર,
કવિ—એવું બોલી શિર નમાવી સાવિત્રી રહીરે.
યમરાજ–હું તો છું ધર્મરાજા સાંભળ ઓ શાણી સતીરે !
આવ્યો છું ત્હારા સ્વામીને લેવા કાજ,
એના આવરદાની આજ અવધ પૂરી થતીરે;
ત્હારા સ્વામી પરનો સ્નેહ હવે વિસાર.
કવિ—નાંખી પાશ પકડિયો સૂક્ષ્મ દેહ એવું કહીરે;
દેખી બંધાયેલા સ્વામી કેરા દેહનેરે,
સતીએ તે સમયે કરવા માંડયું કલ્પાંત.
સાવિત્રી-બાંધીને કયાં લઇ જાઓ છો મારા નાથનેરે;
કવિ—એવું કહીને દીધો યમરાજાને સાદ,
ચાલી પડછાયાની પેઠે પાછળ સુંદરીરે.
યમરાજા-બોલ્યા ત્યાં યમરાજા, સાંભળ હે શાણી સતીરે,
જા તું પાછી ત્હારા આશ્રમમાં આવાર;
ત્હારા સ્વામીની કર અંતક્રિયા વિધિએ કરીરે,

જેથી થાયે તેના જીવ તણો ઉદ્ધાર,
નારી નાહક શ્રમ કરવાથી ફળ કશુએ નથીરે.
સાવિત્રી–બોલી સાવિત્રી સુણો યમરાજા વિનતીરે,
મ્હારા નાથ વિના હું પાછી નહિ ફરનાર,
જ્યાં લઇ જાશો ત્યાં આવું પણ સંગ તજું નહીરે;
સ્વામી વિના છે સુનો-સઘળો સંસાર,
જાતાં એકલડી ઘર જીવ્યાથી મરવું ભલુંરે;
પુછું યમરાજ હું ઉત્તર આપો મુજનેરે.
જગમાં નરનારીનો સત્ય સંબંધ મનાય.
પણ જો બાંધીને લઇ જાશો મ્હારા નાથનેરે.
મ્હારો પતિવ્રતાનો ધર્મ કેમ સચવાય,
તેનો ઉત્તર આપીને વળતી ડગલું ભરોરે?
યમરાજા–શાણી અમૃત સરખી વાણી ત્હારી સાંભળીરે,
મ્હારા અંતર માંહી ઉપજે છે અનુરાગ;
ત્હારી ઇચ્છામાંહી આવે એવું એ સુંદરીરે,
ત્હારા સ્વામીના જીવિત વિના બીજું માગ્ય;
ત્હારી ઇચ્છા પૂરણ કરવા હું ઉભો અહીરે.
સાવિત્રી–મ્હારા સસરા છે ઘરડા ને આંખે આંધળારે.
ત્હેની રત્નસમી બે આંખો સારી થાય,
આવે તેજ સુરજનાં સરખું બન્ને આંખમાંરે;
અંગે વૃદ્ધપણાનું દુઃખ કદી નવ થાય,
કવિ એવું બોલીને સાવિત્રી કર જોડી રહીરે;
યમરાજ–ત્હારા સસરાની આંખો નારી સારી થશેરે,
વધશે સુરજના સરખું આંખોનું નુર,

ત્હેની વૃદ્ધપણાની પીડા સઘળી વામશેરે;
માટે જા પાછી-પુત્રી આવી બહુ દુર,
ચાલ્યાથી ઓ શાણી શ્રમ તુજને થાશેરે,
સાવિત્રી-બોલી સાવિત્રી કરજોડી યમરાજા સુણોરે,
મ્હારે વસવું જોઇએ સદાય સ્વામી પાસ;
મુજને શ્રમ નવ લાગે સ્વામી સંગે અવતારે,
સ્વામીથી દુર વસતાં તનમાં પ્રકટે ત્રાસ;
જગમાં નાથ વિનાં નારીનું જીવ્યું ધીક્ક છેરે,
તમને જોતાં યમરાજા શ્રદ્ધા મુજને થતીરે,
મ્હારા મનમાં ઇચ્છા પ્રશ્ન કર્યાની થાય,
શાણાઓ કે'છે કરવી સજજનની સંગતીરે;
તે તો પૂર્વે જન્મના પુન્યેથી બંધાય,
સજજનની સંગતીનું ફળ મિથ્યા જાતું નથીરે.
યમરાજ-પુત્રી વાણી ત્હારી અમૃત સરખી લાગતીરે,
મ્હારા અંતરમાં ઉપજાવે છે અનુરાગ,
ત્હારા સ્વામીના જીવિત વિના બીજું ફરીરે;
મ્હારી પાસેથી પુત્રી મનગમતું માગ્ય,
ત્હારી ઇચ્છા પૂરણ કરવા હું ઉભો અહીંરે.
સાવિત્રી-મ્હારા સસરાજીનું રાજ્ય દબાવ્યું દુશ્મનેરે,
તેથી કીધો છે વગડામાં આવી વાસ;
તેનું રાજ્ય ગયેલું સરવે પાછું સાંપડેરે,
નિત્યે ધર્મ રહે અંતરમાં પુરી વાસ.
કવિ—એવું બોલીને સાવિત્રી કર જોડી રહીરે,
યમરાજ-પુત્રી સસરા ત્હારા રાજ્ય ગએલું પામશેરે,

મળશે મનગમતા વૈભવ ઓ શાણી નાર,
ત્હેની ધર્મ વિશે દ્રઢ શ્રદ્ધાની વૃદ્ધિ થશેરે;
પાછી વિચર હવે પુત્રી નવ કરતી વાર,
ત્હારી દેહે દુઃખ થશે ઓ ! કુળવંતી સતીરે.
સાવિત્રી- મ્હારા દુઃખ વિશે બાકી શી ! યમરાજા કહોરે ?
મ્હારી નજરે બંધાયેલા દેખું નાથ,
મ્હારે શું સુખ ભોગવવાને જાવું આશ્રમેરે;
સુખમાં દુઃખમાં પણ રે'વું સ્વામીની સાથ,
મ્હારે સ્વર્ગ તણાં સુખ શું કરવા સ્વામી વીનારે;
રાખો સકળ જગતને નિયમ મહીં નિત્ય તમેરે,
આપો કર્મ તણાં ફળ સર્વેને તત્કાળ;
રાજા-રંક શત્રુ ને મિત્ર ગણો સરખા તમેરે,
તેથી નામ તમારૂં ધર્મરાય કહેવાય;
શરણે આવેલાનું સંરક્ષણ કરતા તમેરે.
યમરાજા-શાણી વચનો ત્હારાં અંતર મ્હારૂં ઠારતારે,
જેવી તરસ્યાને પાણીથી તૃપ્તિ થાય;
પુત્રી ના શરમાતી મ્હારી પાસે હજી માંગતારે,
બીજું ત્હારા સ્વામીના જીવિત સિવાય,
ત્હારી ઇચ્છા પુરણ કરવા હું ઉભો અહીંરે.
સાવિત્રી- મ્હારા તાત તણું ઘર પુત્ર વિના સુનું દિશેરે,
ત્હેને આપો ગુણિયલ સો પુત્રો યમરાય;
તેના વંશ તણી આ વિશ્વ કીર્તિ વધેરે,
મ્હારાં માત પિતાનાં સંકટ સરવે જાય.
કવિ—એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે.

યમરાજા- ત્હારા તાત તણે ઘર ગુણીયલ સો પુત્રો થશેરે,
થાશે દશે દિશામાં વંશ તણો વિસ્તાર;
ત્હારાં માત પિતાનાં સંકટ સર્વ ટળી જશેરે,
તુજને આપ્યું ત્હારી ઈચ્છાની અનુસાર,
આવી દુર ઘણે પુત્રી જા તું પાછી હવેરે.
સાવિત્રી- મ્હારા સ્વામીની સંગે છું તો ક્યાં હું દુર છુંરે,
મારૂં મન તો દોડે છે એથી પણ દુર;
સ્વામી સંગે રે'વું એ ભુષણ સતીઓ તણુંરે,
ત્યાગી કાયાને છાયા ક્યાં જાએ દુર;
સ્વામીના વિરહે સતીઓનું જીવ્યું દોહલુંરે,
રાખે પુર્ણ ભરોસો સજ્જનનો જગના જનોરે;
વિનંતી કરતા સજ્જનનો રાખી વિશ્વાસ,
શત્રુ-મિત્ર સદા સરખા માને છે સજ્જનોરે;
આવે નહિ સુરજમાં અંધકારનો ભાસ,
સજ્જનની સુજ્જનતા કદીયે પલટાતી નથીરે.
યમરાજા- ત્હારાં વચનો શાણો અમૃતથી પણ મીઠડારે,
મુજને તે સાંભળતા આવે પ્રેમ અથાગ;
મ્હારી પાસેથી વરદાનો ત્હારા હિતનારે,
ત્હારા સ્વામીના જીવિત વિણ બીજું હજી માગ,
ત્હારી ઇચ્છાને આધીન બની ઉભો અહીંરે.
સાવિત્રી-મુજને આપો તો યમરાજા માગું એટલુંરે,
મ્હારા સ્વામીથી સો પુત્રો મુજને થાય!!!
મ્હારા કુળનું આ જગમાંહી માન વધે ઘણુંરે,
મ્હારી વડીલ જનોના ચરણે પ્રીતિ થાય;

એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે.
યમરાજ-તુજને તેજસ્વી સો પુત્રો આ બાળા થશેરે,
ત્હારા કુળનું ઝાઝુ વધશે જગમાં માન;
ત્હારી વડીલ જનોના ચરણે પ્રીતી વાધશેરે,
માટે જા પાછી ઘર તું થાશે હેરાન;
એવું બોલીને યમરાજા લાગ્યા ચાલવારે.

* * * *

સાવિત્રી-બોલી સાવિત્રી સુણો યમરાજા વિનંતીરે,
આપો ઉત્તર મારા પ્રશ્ન તણો આ વાર;
મોટા માણસના વચનો મિથ્યા જાતાં નથીરે.
બોલ્યું અબોલ્યું મોટા જનનું નવ થાય;
જાયે પ્રાણ પરંતુ વચન થકી ફરતા નથીરે,
થાવા સો પુત્રો વરદાન તમે આપ્યું મનેરે—
તે તો કેમ સત્ય થશે મહારાજ,
બાંધી લઇ જાવા ધારો છો મારા નાથનેરે;
પળશે કેમ કરીને વચન તમારૂં આજ.
કવિ--એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે.
યમરાજ-પુત્રી ધન્ય ત્હને છે નિશ્ચય તાહરેરે.
બાળા ત્હેં મુંજને વચને બાંધ્યો આ વાર;
આજે નિશ્ચયના બળથી ત્હેં વશ મુજને કર્યોરે,
લે આ છોડું છું પુત્રી તારો ભરથાર;
પામ્યો વર્ષ ચારસોનું આયુષ્ય તારો પતીરે,
જગમાં ઘર ઘર નરનારી ગુણ ત્હારા ગાય;
પામી સુખ જગમાં અંતે થાશે મુગતીરે.

કવિ—એવું કહીને અંતરધ્યાન થયા યમરાય,
વાગ્યાં દેવ દુદુંભી પુષ્પ તણી વૃષ્ટિ થઇરે;
વળતી આવ્યાં આશ્રમમાં સંગાતે દંપતીરે,
સતીના અંતરમાં આનંદ અતિ ઉભરાય,
સહુને વીકતની વાતો વિસ્તારીને કહીરે;
પ્રેમે લાગ્યાં બન્ને વડિલ જનોને પાય,
આપે અંતરની આશિષો સૌ એ નરનારનેરે;
સર્વે વરદાનો યમરાજાનાં સાંચાં થયાંરે,
મળિયા વૈભવ સઘળા પામ્યાં સુખ તમામ;
અંતે શ્રી હરિને શરણે વસિને સુખીયાં થયાંરે,
બોલો જય જય કહે છે, મિત્ર બુલાખીરામ;
ગાતાં શિખતાં સરવે સદ્દવર્તનશાળી થજોરે.

## —* કજોડાની ગરબી. *—

કાચલડી કંકોડીને વાડકીમાં પાણી..............................
ન્હાનો વર નવડાવા બેઠી, સમડી લઈ ગઈ તાણી-લાલ કેમ કરીએ
મારે કરમે કજોડું લાલ કેમ કરીએ......................લાલ.
મારે જુગમાં વગોણું, મારે સઇયરોમાં મેણું...............લાલ.
ટોપલીયામાં ઘાલી હું તો કાકા-બળીયા ગઇતી,
કાકેબળીયે પુછ્યું તારો શો સગો એ લાગે.................લાલ.
સાસુજીનો બેટો ને નણદીનો વીરો, ન્હાનો છે પણ કંથ-લાલ.
રોટલા ઘડું ત્યારે ચાણકીએ માગે, ધબ લઇને ઢીકો મારે હૈડામાં સાલે,
પાણીડા જાઉં ત્યારે છેડે વળગ્યો આવે...................લાલ.
હાથ પગ દોરડી ને પેટ મોટું ગોળી.................લાલ.
ઉકરડે જઈ કળસે બેસે, સમળી પાડે ઢોળી........લાલ.

## હરીદાસ કૃત–પાંડવનો ગરબો.



ગરૂડ ચઢી આવજો ગીરધારી, લજ્યા મારી રાખજો મોરારી–ટેક.

ભાવે ગણુપતિને ગાઇએ, ગુરૂને ચરણે જઇને નમીએ,
પદ પુંજીને પાવન થઇએ ... ... ગરૂડ ચઢી૦
કુંતા માતા છે શુભ મતિ, સતી સાધ્વી દ્રૌપદી,
મારી વહારે ચઢો જદુપતિ ... ... ગરૂડ ચઢી૦
ધર્મ રાજા તે ધર્મનું ધ્યાન, રૂડા અર્જુનના વિશ્રામ,
ભીમ સહિત મહા બળવાન ... ... ગરૂડ ચઢી૦

**બેશી સહદેવને** લાવે, તે તો પાંડુના પુત્ર કા'વે,
તેજવંતા તે નિકુળ આવે ... ... ગરૂડ ચઢી૦

હસ્તિનાપુરમાં હોડજ ધારી, માંડયા ધુત ને બાજી હારી,
પહેલે-પાસે હસ્તિનાપુર હારી... ... ગરૂડ ચઢી૦

બીજે હાર્યા તે સર્વ ભંડાર ધર્મ રાજા કરે વિચાર,
એમ હાર્યા તે વારંમવાર ... ... ગરૂડ ચઢી૦

ત્રીજે હાર્યા તે ચતુર સુખાવી, ધુત વિદ્યા થકી ગયા હારી,
ચોથે હાર્યા દ્રૌપદી નારી ... ... ગરૂડ ચઢી૦

પાંડવ હાર્યા ને હિંમત મેલી, એમની વાત તે વિશ્વમાં થયેલી,
બહુ નામી થજો મારા બેલી ... ... ગરૂડ ચઢી૦

એવે બોલ્યો દુર્યોધન અહંકારી, તેડી લાવો પાંડવની નારી.
એમ સભામાં બોલ્યા પોકારી ... ... ગરૂડ ચઢી૦

એવે દુશાઃશન દોડતોરે આવ્યો, સભાને સમાચાર સંભળાવ્યો.
કેશ સાહી દ્રૌપદીને લાવ્યો ... ... ગરૂડ ચઢી૦

સુણી બોલ્યો દુર્યોધન અહંકારી, ખોળે બેસો પાંડવનીરે નારી.
એમ સભામાં બોલ્યો હોકારી ... ... ગરૂડ ચઢી૦

ત્યારે સતીએ દીધોરે શ્રાપ, તને લાગ્યું પૂર્વનુંરે પાપ,
ખોળે બેસશે શોક-સંતાપ ... ... ગરૂડ ચઢી૦

ખોળે બેસશે ગદા-ભીમ કેરી, તને કાળે લીધો છેરે ઘેરી,
બધું યાદવ કુળ કર્યું વેરી ... ... ગરૂડ ચઢી૦

દુર પંથ છે. દ્વારીકા ગામ, સેજે સુતા છે સુંદર શ્યામ,
મારી વા'રે ચઢો ઘનશ્યામ ... ... ગરૂડ ચઢી૦

હરિએ ગરૂડ કર્યો તૈયાર, ત્યારે બોલ્યા રૂક્ષ્મિણી નાર,
તમે ક્યાંરે પધારો ભર્તાર ... ... ગરૂડ ચઢી૦
સતીને ભરીરે સભામાં આણી; એના ચીર લે છે દુષ્ટ તાણી,
તેની વા'રે ચઢું છું રાણી ... ... ગરૂડ ચઢી૦
પ્રભુ ભરીરે સભામાંરે આવ્યા, પંચાળીના પટકુળ લાવ્યા,
કર સાહીને ચીર પહેરાવ્યા ... ... ગરૂડ ચઢી૦
હરિએ નવસે નવ્વાણું ચીર પૂર્યાં, તેમાં એકે નથી અધુરાં,
ભકત કામમાં પ્રભુ છે શૂરા ... ... ગરૂડ ચઢી૦
જે કોઇ પાંડવનું પદ ગાશે, તેને કોટી યજ્ઞ ફળ થાશે,
હરિદાસનું કારજ સરાશે ... ... ગરૂડ ચઢી૦

---

## રાધાજીનો રાસ. રાગ—ગરબી.

મને કૃષ્ણ જોયાના કોડ, સહીયર ચાલોરે..............
ઉમિયાજીને લાગુ પાય, હરીવર આલોરે..............
દેહરે દેહરે દીવા કરૂંરે, પુજુ શંકર દેવ..............
શામળીઓ-વર પામવારે, હું તો કરૂં શંભુજીની શેવ.—સ.
ગોકુલની ગોવાલણીરે, હીંડે મલપતી ચાલ..............
એના ઉપર મોહન મોહી રહ્યા રે, એનું મુખડું તે લાલ ગુલાલ.—સ.
સાસુ મારી જસોમતીરે, સસરો શ્રી નંદરાય...........
કંથ કોડીલો મારો કાનજીરે, મારૂં સાસરૂં ગોકુળ ગામ—સ.
કાળંન્દ્રીને કાંઠલેરે, નહાતાં તે નીર્મળ નીર...........
વસ્ત્ર તે વીઠ્ઠલ હરી ગયોરે, હું તો શેણેરે ઢાંકુ શરીર—સ.
ગાય શીખેને સાંભળેરે, રાણી રાધાજીનો રાસ...........
નરનારી વઇકુંઠ પામશેરે, ગુણ ગાય નરસઈયો દાસ—સ.

## —: પ્રતાપ અને ભામાસા. :—

**ભામાશા**—ઉભા રહોને સ્વામી, અમને મેલી ક્યાં જશો રે ?
રડતા દુઃખી હૃદયે મેવાડના બાળ,
તમને શોભે નહિ રાણાજી જાવું દેશથી રે.—ટેક. ૧

**પ્રતાપ**—મુજને જાવા દો ભામાશા ! અશ્વ રોકો નહિ રે,
મારે શિરે ચોટયું, મેવાડનું પાપ,
જગમાં જીવીને ભામાશા ! હું તો શું કરૂં રે ?—ટેક. ૨

**ભામાશા**—રાણા આપ જવાથી કોણ મારૂં ઉગારશે રે ?
દીન પ્રજાકેરી, કોણ કરે સંભાળ ?—તમને૦ ૩

**પ્રતાપ**—વહાલી જન્મભૂમિની બેડી, તોડી ના શકયોરે,
પ્યારી સ્વતંત્રતા લુટાઇ પરાયે હાથ,—જગમાં ૪

**ભામાશા**—રાણા ! નિરાશા એ અધોગતિ નિશાન છે રે,
નવ પાછા હઠવું કરતાં દેશ કલ્યાણ—તમને૦ ૫

**પ્રતાપ**—ઘુમ્યો દેશને કાજે, અર્પી તન ધન પ્રાણનેરે,
ઝુઝયો રણ સંગ્રામે, ભાગી નહિ કંઇ આશ,—જગમાં ૬

**ભામાશા**—સાચા ક્ષત્રિય વીરનો ધર્મ રાણાજી ! એજ છે રે,
વરવા દેશ સ્વાધીનતા, દેવું નિજ બલિદાન,—તમને૦ ૭

**પ્રતાપ**—સાચો ધર્મ પિછાણી, કબરને નમ્યો નહિ રે,
કીધા ટેકને કાજે, દેશ ને પ્રાણ કુરબાન,—જગમાં ૮

**ભામાશા**—રાણા ! રણગીત નાદો, પ્રતાપ ના ગવાય છે રે,
વાગે વિજય ધ્વજાનાં વાદ્યો રણઝણકાર,—તમને૦ ૯

**પ્રતાપ**—જેણે જન્મભૂમિની સાચી સેવા ના કરી રે,
એનો આ અવનિમાં ધિક પડયો અવતાર,—જગમાં૧૦

ભામાશા—શુરી શમશેરેથી સ્વામી-ધડ જુદું કરો રે,
મને મારી સિધાવો વિદેશી અન્નદાતાર;
અર્પું મિલ્કત મારી, સર્વસ્વ આપના ચર્ણમાં રે.—તમને ૧૧

કવિ—સુણી નિઃસ્વાર્થ વચન, આ દાનેશ્વરી વીરનાં રે,
થયો ચૌદ લોકમાં જય જયનો રણકાર;
ધન્ય ધન્ય ભામાશા! સાચી તારી ટેકને રે. ૧૨

## સગાળશાહ શેઠનો ગરબો. ( ભક્તિનો મહિમા )

સગાળશાહ વણીક મોટા શેઠ, તેને હરિના ઉપર હેત;
સાધુ નિત્ય જમાડે એક, પછી ભોજન કરે—
તેની ચંગાવતી નારી, સ્વામિને જાણે દેવ મોરારી;
એ તો ભક્તિ કરે છે સારી ખરા મન થકી—
એ તો બેઠાં આર્કીન લઈ, ત્યારે પ્રભુને ચિંતા થઈ;
એનું સત્ય મુકાવું જઈ, જોઈએ શું રે કરે—

સાખી } " શ્રીહરિએ કૌતક કર્યું સાધુ ના જડ્યો એક,
સઘળું નગર ખોળી વળ્યા, શેઠાણીને શેઠ."

મનમાં છેક થયા નિરાશ, એને ઉપવાસ થયા છે સાત;
લજ્જા રાખો દીનાનાથ એમ સ્તુતિ કરે—
રૂપ અતિતનું લઈ એનું પારખું જોવા આવ્યા;
એને ભુવનમાં પધરાવ્યા એનું ભાગ્ય ફર્યું—
સાધુને શરીરે રક્ત વહે છે, તેને શીતળ વાયુ કરે છે;
એનું ચરણામૃત લે છે, કહે મારું કારજ સર્યું—
રસોઈ બનાવી શુદ્ધ પાક, પીરસ્યા પુરીને દુધપાક;
રખે કરતા આડો આંક, મારા સંત જમો—

સાખી } અતિત કહે અમે એ નથી જમતાં અમે અઘોરીસાધુજન,
માંસ મટોડી ખાઇને રહીયે, ન ખાઇયે તમારૂં અન્ન.

રે વાણીડા તારાં આકીને તું તરશે, તારાં વ્રતનિયમો ફળશે;
તને ભાવે ભગવંત મળશે, રે-ભકત જશજ તારો વધશે-
મારે કરી લેને ઉપકાર, તું તો રીઝવને દેવમોરાર તારૂં આકીન ફળે.
-કે માંસ છાનામાના લાવ્યા, એના મર્મ કોયે ન જાણ્યા;
તેના પાક બનાવ્યા સારા,-હવે મારા સંત જમો.
તારે અતિત બોલ્યા વાણુ, તમે નરનારી ધરજો કાન;
આ પર માટીનો નહી આહાર અમને—
તારા ચેલૈયાને ખાંડ, ધરી અંગ ઉમંગ;
સજી સોળે શણગાર, ધરી આનંદ અપાર, સંતાન છુંદો—

સાખી } "બીજું રૂપ શ્રીહરિએ ધર્યું, નીશાળે ભણતો નાનો બાળ
તેને જઇ ચેતવીયો, તારા મા બાપ આણે તુંજ કાળ"

કહી વિસ્તારી તેને વાત, તું તો ચેલૈયા અહિંથી ભાગ-
ચેલૈયો મનમાં વિચારી ઉઠયો, માથે ખડીઓ-પાટી લીધો
પોતાને ઘેરજ આવ્યો સિધો, મળ્યો માત-પીતાને-
મુખથી હશીને પુત્ર કહે છે, પીતા પાળો તમારૂં વચન-
મારી કાયાને ધનધન, કે—એને સંત જમે-
રે પીતાએ હાથમાં લીધી પાળી, નાંખ્યો ચેલૈયા મારી
તેની રસોઇ નીપજાવી સારી, હવે મારા સંત જમો-

સાખી } અતિત કહે આ તો થયું અતેરૂં-હવે તું વાંઝીયો કહેવાય,
વાંઝીયાનું અન્ન જો ખાઇએ, તો હમારા જપતપ નિષ્ફળ જાય.

રે મનમાં પસ્તાયા શેઠાણી શેઠ, નહિ એકે કામ સર્યું
કહે ચંગાવતી જોડી હાથ, મારા પેટમાં ગર્ભ છે મહારાજ

કરો ખાત્રી સાધુરાજ, પછી મારા સંત જમો-
એવું કહી છરી લીધી હાથ, જોઈ રહ્યા દીનાનાથ-
પેટ ચીરવા ઉપાડયો હાથ, કે-ઝડપી હાથ ગ્રહયો,
ધન્ય ધન્ય શેઠાણી શેઠ, છે ધન્ય ધન્ય તમારી ટેક.
ભકતી તમ તણી સૌથી હેઠ, એમ સંત કહે.
સંતની જગ્યે પ્રગટયા ભગવાન રૂપરૂપનાં નિધાન. મોરમુગટ ધરી-
શેઠ શેઠાણીને કહે છે મોરારી-ધન્ય ધન્ય ભક્ત નરનારી,
માંગો માંગો વરદાન,—હું પ્રસન્ન તમ પર ભગવાન-
તમ પુત્ર સજીવન બ્હાર રમે—! !
કહે શેઠ તમ ચરણે ભક્તિ મારી-પ્રભુ બીજી ઇચ્છા ન ધારી
નિત્ય દર્શણ દેજો મોરારી કહી ચરણે નમે.

---

## નરસૈમહેતા કૃત-પ્રભાત. (રાગ ગરબી.)

જાગોરે જસોદાના જીવણ વહાણલાં વાયા,
તમારે ઓશીકે મારાં ચીર ચંપાયા—જાગોરે.
પાંશુરે મરડો તો વા'લા ચીર લેઉંરે તાણી,
સરખી સમાણી સઇયરો સાથે, જાવું છે પાણી—જાગોરે.
પંખીડા બોલેરે વહાલા, રજની રહી થોડી,
સેજલડીથી ઉઠો વહાલા, આળશડાં મોડી—જાગોરે.
સાદડી પાડું તો વહાલા, લોકડીયાં જાગે,
અંગુઠો મરડું તો પગના ઘુઘરા ગાજે—જાગોરે.
સાસુડી જાગેરે, વેરણ નણંદી જાગે,
ઓ પેલી પાડોશણને ઘેર વલોણું વાગે—જાગોરે.
જેને જેવો ભાવ હોય તેને, તેવું થાયરે,
નરસઇઆના સ્વામી વીના રખે વહાણલું વાએ—જાગોરે.

## સીદ્ધરાજ અને જસમા ઓડણની ગરબી.

ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણીરે,
સાચો સબળો પેલો સોલંકી સીદ્ધરાજ;
જેની કીર્તી વ્યાપી રહી આ જગમાં ઘણીરે,

તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆરે.
મોટાં માનસરોવર દેવળ ધર્મના વિશાળ,
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીઆરે;

તેણે પાટણ પાસે એક સરોવર આદર્યુંરે.
ખોદે ખાડા ત્યાં તો માળવી-ઓડણ અનેક,
નાખે ઓડણો મરોડું માથે લઇ ટોપલીરે;

પાળે વડની ડાળે ઝુલે બાળક પારણેરે.
માટી લેતાં જસમા ઝુલાવે નીજ બાળ;
વળતાં મુખડું દેખી જાય કુંવરને વારણેરે,

સાદે વેષે ફરતાં રાજાએ દેખી-તે-પરીરે.
જાતે રૂપાળી-રંગીલી પરમ ચતુર,
પાસે જઇને રાજા કહે છે સુણ તું સુંદરીરે.

**સીદ્ધરાજ**-માટી સારવાને આ કોમળ કાયા તારી નથીરે.
પાળે બેસીને-રીઝવ તું તારૂં બાળ,
બીજી ઓડણો છે-તે કામ કરે તારી વતીરે.

**જસમા**—જસમા કહે છે રાજા કામ કરી ખાવું ગમેરે,
મુજને બેસી રહેતાં વાધે અંગમાં રોગ;
મારા નવરા દાંડા બેઠે નવ જાયે કદીરે.

**સીદ્ધરાજ-જસમા** જંગલમાં વસવાને તું સરજી નથીરે,
મારા નગર તણો તું આવીને જો મોક;
પાટણપુરની શોભા હું તુજને શું કહું કથીરે.
**જસમા**—નગરે અંધારી શેરીને ઉંચી મેડાઓરે,
તેમાં માણસ આડે ચાલ્યાનો નહી માર્ગ;
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે.
**સીદ્ધરાજ-જસમા** માણુસ બહુ દેખીને શું ઘેલી બનીરે,
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ;
ન કળે ખાખરની ખીસ્કોલી સાકર સ્વાદનેરે.
**જસમા**—રાજા મેલાં મન માણુસનાં મેલા શહેરનારે,
મેલી ગલીઓમાં મારે છે દુર્ગંધ;
મેલાં ઝેર તણાં જીવો તે જીવે ઝેરમારે.
**સીદ્ધરાજ-જસમા** રાજાના દરબારો તેં દીઠા નથીરે,
તેમા બાગ-બગીચા ખીલે ફુલ-ગુલાબ;
મોટા હોજ ફુવારા ઉડે જોસથીરે.
**જસમા**—રાજા જંગલ આગળ બાગ-બગીચા ધુળ છે રે,
જેવો સુરજ આગળ તારાનો ચળકાટ;
મારા જંગલની મોજો તો મોંઘે-મુલ છે રે.
**સીદ્ધરાજ-જસમા** જંગલની વાતો તું આજ વિસારજેરે,
મીઠાં નરઘા ને સારંગી કેરા સુર;
કે જે કોમળ સુસ્વર સુણી દીલડું ઠરેરે.
**જસમા**—રાજા નવ રીઝુ સારંગી કેરા સુરથી રે,
મેના, મોર, બપૈયાએ, ટેવ્યા છે મુજ કાન;
વાતો કોયલના ટૌકારની તો કહેતી નથી રે.

સીદ્ધરાજ—ઓઢણુ આવો તો ઉતારૂ મેડી માળીએરે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;
તમને પ્રીયજન માનીને નિશદીન પાળશુંરે.

જસમા—મારે ઓઢણુને ઉતરવા જોઇએ ઝુંપડી રે,
મેડી માળે ચડતાં મુજને આવે ફેર;
પડતાં પગ ભાગે ને કાયા થઇ જાય કુબડી રે.

સીદ્ધરાજ—ઓઢણુ આવે તો પીરસાવું મેવા ચુરમાં રે,
ઝુલે હાથી ઘોડા ગુર્જરપતિને દરબાર;
તેને દેખીને હરખાશો ઓઢણુ ઉરમાં રે.

જસમા—ઓઢણુને તો વાળુ જોઇએ ઘેંસના રે,
રાજા શું છે મારે હય-હાથીનું કામ;
દહીં ને દુધ મજેનાં મારે ભુરી ભેંસનાં રે.

સીદ્ધરાજ—ઓઢણુ માગી લ્યોને આછા શાળુ ઓઢણાં રે,
હીરા માણેક મોતી સોનાના ભંડાર;
આવી કંચનવરણી કાયા પર શોભે ઘણા રે.

જસમા—છાંયલ ટકશે ઝાઝાં આછાં સાળુ તો ફાટી જશે રે.
નાખુ ઘાસ ચણોથી ગંઠી કંઠે હાર;
પહેરૂં ફુલ તણી માળા તો પરણ્યો રીઝશે રે.

સીદ્ધરાજ—જસમા કહેતો-તું મુજને કેવો છે તારો પતિ રે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથી રે.

જસમા—પેલો કેડ કસીને કામ કરે મારો પતિરે,
જેના મોળીયામાં બહેકે છે બહુ ફુલ;
જેના કોદાળીના ઘાથી ધરતી ધ્રૂજતી રે.

**સીદ્ધરાજ**—એને કામ કરતાં એ ન્યાળે તારા ભણીરે,
એના મનમાં તારો પુરો નહી વિશ્વાસ;
તારી બુઝ ન જાણે જસમા એ તારો ધણીરે.
**જસમા**—રાજા સાચાને ભય લેશ નથી સંસારમાંરે,
મારા પતિને મારો સંપૂર્ણ વિશ્વાસ;
હું તો અન્ય જનોને ભાઇ ગણી રહું ભારમાં રે.
**સીદ્ધરાજ**-જસમા રાણાને રાજાને હું તાબે કરૂં રે,
મોટા મહારથી પણ ન આપે સામો બોલ,
તારા આગળ હું નવ અમલ ચલાવા આદરૂંરે.
**જસમા**—રાજા કાયા ને માયા પર બળ નૃપનું વસ્તુરે,
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માંય,
ભારે ભુપ તણું પણ તે પર ન ચાલે કશુરે.
**સીદ્ધરાજ**-જસમા દ્રઢતા તારી દેખી મને વિસ્મય થાય છે રે,
આવા દંપતિને પણ આખર હોય વિયોગ;
મિથ્યા આ જગના સુખ માટે મન મુંઝાય છે રે.
**જસમા**—રાજા કોઇ ન જાણે કાલે મારૂં શું થશે રે,
એવી અલ્પ જીંદગી માણે સૌ લોક;
રૂડી રહેણી-એ-સુખ પરલોકે પુરણ આપશેરે.
એવું કહીને જસમા ટોપલી લઇ પાછી ફરી રે,
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ;
થઈ છે જસમાના પતિવ્રતની જેને ખાતરીરે.

---

## નરસીંહમહેતા કૃત.–સુભદ્રાજીનું મોશાળું–રાગ ગરબી

હસ્તિનાપુર થકી પત્રજ આવ્યું, વાસુદેવે તે પોતે વંચાવ્યું,
માતા દેવકી કહે મારે જાવું, જીવણજીને મોકલોરે મોસાળું;
સુંદર વરને મોકલોરે મોસાળું-૧
બળભદ્ર બંધવનીરે જોડ, તમે તેડી ચાલો રણછોડ,
જેમ પોહાંચે બેનજીના કોડ—જીવણજી૦ સુંદીર૦-૨
તેડી ચાલો ઓધવ-અક્રુર, સાથે જાદવ સઘળારે શુર,
નથી હસ્તિનાપુર કાંઇ દુર—જીવણજી૦ સુંદીર૦-૩
ઉગ્રસેન એણીપેર બોલે, નહિ ધર્મ તણે કોઈ તોલે,
જાવું સગાં સંબંધીને બોલે—જીવણજી૦ સુંદીર૦-૪
પાંચ પાંડવ દાસ તમારા, એ તો વહાલા સગારે અમારા,
તમે જાઓને જુગના અધારા.—જીવણજી૦ સુંદીર૦-૫
શ્રી કૃષ્ણ કહે મારે જાવું, જઇ સગા-સમો તારે થાવું,
પાંડવો ઘેર પરગણુ આવ્યું.—જીવણજી૦ સુંદીર૦-૬
રાય સાંડયા તે યજ્ઞની રીતે, પુરૂષોતમ સાંડયારે પ્રીતે,
હરી લઇ ચાલ્યા નવનીધે.—જીવણજી૦ સુંદીર૦-૭
વિવિધ વસ્ત્ર લીધાં અતિ સાર, ચીર ચુંદડી મુક્તાફળ હાર,
બીજા સાથે લીધા શણગાર—જીવણજી૦ સુંદીર૦-૮
સોળ સહસ્ત્ર એકસોનેરે આઠ, મળીયા ઠકરાણીના ઠાઠ;
સુભદ્રાજી જુએ છે વાટ—જીવણજી૦ સુંદીર૦-૯
સત્યભામા ને જાંબુરેવંતી, રાણી રૂક્ષ્મણીને રેવંતી;
સાથે લક્ષ્મીજીનેરે રતી—જીવણજી૦ સુંદીર૦-૧૦
સાથે સુભટ મળ્યાછેરે જોડે, છપ્પન કોટી જાદવ ચડયા ઘોડે;
વાગે ઢોલ દુદુંભીની જોડે—જીવણજી૦ સુંદીર૦-૧૧

રથ રેવંત ઝાકઝમાળ, ધોરી કોટે છે ઘુઘરમાળ;
આવી પહોંચ્યા છે દીન દયાળ—જીવણજી૦ સુંદીર૦-૧૨
જીવણજી આવીયારે મોસાળે, સુંદરવર આવ્યારે મોસાળે.
આવી પહોંચ્યા છે અંતરજામી, ત્યાં તો ધર્મે રહ્યા શીશનામી;
......................મળ્યાં મહેતા નરસૈયાના સ્વામી.
જીવણજી આવ્યારે મોસાળે, સુંદરવર આવ્યારે મોસાળે-૧૩

## કુંવરી ગીત.

જીરે પ્રભાતે રાધાનો માડી જાગી,
તેના મનમાં તે ચટપટી લાગી—કુંવરીએ શું કર્યું.
તેં તો દુઃખનાં ડુંગર રેલ્યા, તેં કુળના મારગ મહેલ્યા-કુંવરી૦
તેં તો કુળમાં લગાડી ખામી, ત્હને કોણ મળ્યો છે સ્વામી-કુંવરી૦
તું તો મીઠી ને તને કોણે દીઠી, ત્હને કોણે ચઢાવી પીઠી-કુંવરી૦
તેં તો કઇ નગરીમાં દંત વહેર્યો, તેં ચુડો કોનો પહેર્યો-કુંવરી૦
તેં તો ક્યારે માંડવડા રોપ્યા, તારા વરને કોણે પહોંકયાં-કુંવરી૦
ત્યાં તો કયા દેવતા આવ્યા, ત્હને વેદ કોણે ભણાવ્યા-કુંવરી૦
તને કોણે ઓરાઢી વરણી, તું તો કોની સાથે પરણી-કુંવરી૦
ત્યાં કોણે કર્યું સૌ તૈયાર, તને કોણે જમાડયો કંસાર-કુંવરી૦
તેં તો જીવતાં શીશ મ્હારાં વહેર્યાં, પાનેતર કોનાં તે પહેર્યાં-કુંવરી૦
તેં તો જીવતાં શીશ મ્હારાં સાંધ્યાં. તેં તો મીંઢળ કોનાં બાંધ્યાં-કુંવરી૦
તને કોણે આ મતિ આલી, વરમાળા તે કોની આ ધાલી-કુંવરી૦
ત્યાં તે કોણે કહ્યાં ને કોણે સાંભળ્યાં, તારી કોણે ઉરાડી વાત.-કુંવરી૦

જીરે પ્રભાતે રાધિકા રાણી જાગી, તે તો માતાને કહેવા લાગી-માતા મેં સારૂં કર્યું
મેં તો દુઃખના ડુંગર નથી રેલ્યા, મેં કુળના મારગ નથી મેલ્યારે-મા૦

મેં તો કુળમાં લગાડી નથી ખામી, મને મળ્યો છે રાજ્યનો સ્વામી-મા૦
હું તો બીઠી ને મને જશોદાએ દીઠી મ્હને સૈયરે ચઢાવી પીઠી-મા૦
મેં તો મથુરા નગરે દંત વેર્યા, મેં તો ચુડલા અવિચળ પહેર્યા-મા૦
મારા વનમાં માંડવડા રોપાયા, મારા વરને ઊમીયાયે પહોંક્યા-મા૦
ત્યાં તો ત્રીસ કરોડ દેવ આવ્યા, મને તેણે વેદ ભણાવ્યા-મા૦
મને ગોપીએ ઓરાડી વરણી, હું તો શ્રીકૃષ્ણ સાથેરે પરણી-મા૦
મારી સૈયરે સામગ્રી કરી તૈયાર, મ્હને કૃષ્ણે જમાડયો કંસાર-મા૦
મેં તો જીવતાં શીશ મ્હારાં વહેર્યાં, મે તો પાનેતર પ્રભુનાં પહેર્યાં-મા૦
મેં તો જીવતાં શીશ નથી સાધ્યાં, મેં તો મોહનનાં મીંઢળ બાંધ્યાં-મા૦
મ્હને સદભાગ્યે સુમતિ આલી, વરમાળ મેં વિઠ્ઠલની ધાલી-મા૦
ત્યાં તો ચંદ્રે કળાં ને શુણ્યાં સુરજે, મારી વાત ઉરાડી પવને-માતા૦

---

## —સુભદ્રાજીનું મોસાળું-રાગ ગરબી.—

મોહનજીએ મોકલ્યુંરે મોસાળુ, જીવણજીએ મોકલ્યુંરે મોસાળુ;-ટેક
મારૂં મોસાળું મલપતુ આવે, મેઘાડંબરની પેઠે ગાજે-મોહન૦
મારૂં મોસાળુ આવ્યુંરે શેરી, મેં તો ફુલડાં નાંખ્યા છે વેરી-મોહન૦
મારૂં મોસાળું આવ્યુંરે પોળે, મે તો નાળીએર વધેર્યાં છે જોડે-મોહન૦
મારૂં મોસાળું આવ્યું છે ખડકી, મારી ફુઝણી ઓટો ભડકી-મોહન૦
મારાં આવ્યાં છે ભાઇભોજાઇ, મેં તો ધબકે શું સેવ ઓસાવી-મોહન૦
મેં તો ખોબલે ખાંડ પીરસાવી, મારી નાની નણંદ રીસાવી-મોહન૦
નણુદી આવડો ન કરીએ હાંડો, નહીં દેખાડું પોળ કે પાડો-મોહન૦
નણુદી આવડો ન કરીએ ટેક, નહીં દેખાડું રૂપૈઓ એક-મોહન૦
નણુદી આવડું ન કરીએ ઝાઝું, મારા વીરાવડે હું તો ગાજું-મોહન૦

---

## તુળસી વિવાહ. —રાગ ગરબો—

હમારાં તુળસીને મહાદેવનાં માગાં
મહાદેવનાં માગાં દાદા પાછાંરે વાળો, એક જટા ને જળધારી,
હો રામ તુળસીને હરહર બ્રહ્મા.—તુળસી બાળ કુંવારા.
હમારાં તુળસીને બ્રહ્માનાં માગાં,
બ્રહ્મા તો સૃષ્ટી નીપજાવે.—હો રામ તુળસી૦
હમારારે તુળસીને ગણપતિનાં માંગા,
ગણુપતીના માંગા દાદા પાછાંરે વાળો,
ફુંડ મોટી ને શુંઢ લાંબી.—હો રામ તુળસી૦
હમારાંરે તુળસીને ચંદ્રમાનાં માગાં,
ચંદ્રમાના માંગા દાદા પાછાંરે વાળો,
કોર ખાંડી ને પાપણુ મોટી.—હો રામ તુળસી૦
હમારાંરે તુળસીને સૂર્યનાં માગાં,
સૂર્યના માંગા દાદા પાછાંરે વાળો;
સુર્ય આકરો ને તાપ બહુ પડે.—હો રામ તુળસી૦
હમારાંરે તુળસીને દરીઆનાં માંગા,
દરીઆના માંગા દાદા પાછાંરે વાળો;
દરીઓ તો ચોપાસ ભરીઓ.—હો રામ તુળસી૦
હમારાંરે તુળસીને હરમાનનાં માંગા,
હરમાનના માગાં દાદા પાછાંરે વાળો;
તેલ ચઢે ને ચીર ચીગટાય.—હો રામ તુળસી૦
હમારાંરે તુળસીને કૃષ્ણુના માગાં,
કૃષ્ણુના માગાં દાદા માથે ચઢાવો;
એક ઠાકોર ને બીજી ઠકરાઇ-હો રામ તુળસી, હસવાંરે લાગ્યાં.

## નરસૈંમહેતા કૃત—ગરબો—ગોપીની ફરીયાદ.

ગોપી:—જસોદા તારા કાનુડાને સાદ કરીને વારરે,
આવડી ધુમ મચાવે વ્રજમાં, કોઇ નહિ પુછનારરે.–જસોદા.
શીકું તોડયું ગોરસ ઢોળ્યું ઉઘાડીને દુવારરે,
માખણ ઢોળી નાખ્યું હાણુ કરી આ વારરે.–જસોદા.
ખાંખાં ખોળા કરતો હીંડે, બીહે નહિ તલભારરે,
મહી મથવાની ગોળી ફોડી, આ શાં કરીએ લાડરે.–જસોદા.
વારે વારે કીધુંએ ઘણુંએ, હવે ન રહેશે ભારરે,
નીત ઉઠીને એ કેમ સહીએ વસી નગર મોઝારરે.–જસોદા.
જસોદા:–આડી અવળી વાત તમારી, હું નહિ સાંભળનારરે,
ડાહ્યો ડમરો લાડકો મ્હારો કદી ન એમ કરનારરે.–આડી.
મ્હારો કાનજી ઘરમાં રમતો, કયારે દીઠો બ્હારરે,
દુધ દહીંના માટ ભર્યાં છે બીજે ન ચાખે લગારરે.–આડી.
શાને કાજે મળીને આવી, ટોળે વળી દસ બારરે,
નરસઇયાનો સ્વામી સાચો, જુઠી વ્રજની નારરે.–આડી.

---

## ચંદ્રાવળીની ગરબી.

માથે મટુકડાને મહીડાંની ગોળી મહીરે વેચે ચંદ્રાવળીરે,
વેચંતી સાચંતિ નગરમાં પેઠી, કાનુડો છેલડો સાંહી રહ્યોરે.
મેલોમેલો કાનજી જવા દો જાદવજી, અમઘેર સસરો રીસાળવોરે,
તમારા સસરાને બીજી વહુઆરૂ આલુ,તમથી ઘુંઘટતાણે અદકેરોરે–મા.
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે,
મેલોમેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર સાસુ રીસાળવારે.
તમારા સાસુને બીજી વહુ આણીઆલુ તુમથી પાયે પડે અદકેરાંરે–મા.

વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે,
મેલોમેલો કાનજી જાવા દો જાદવજી અમ ઘેર જેઠ રીસાળવારે.
તમારા જેઠને બીજી ભાભી આણી આપુ, તમથી માન આપે અદકેરાંરે—મા.
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે,
મેલોમેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર દીયર રીસાળવારે.
તમારા દીયરનેરે બીજી ભોજાઇઆણી આલુ તમથી હોરી ખેલે અદકેરાંરે—મા.
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે,
મેલોમેલો કાનજી જવા દો જાદવજી અમઘેર નણુદી રીસાળવારે.
તમારી નણુદી બીજી ભોજાઇઆણી આલુ તમથી માથા ગુંથે અદકેરાંરે—મા.
કડવે વચને ઘોપાંઓ એમ બોલે—મેલોમેલો મારો પાલવ નીરલજરે,
દુરજન દેખે તમે નહી લાજો, છાતી ધડુકે માહરીરે—મા.
તોય ન શમજે છોગાળા છબીલા, પાલવ સાહી ઉભો રહ્યોરે,
ચીર-ફાડી ચંદ્રાવળી નાઠી, કાનુડો હાથ ઘસી રહ્યોરે.—મા.

## છાની વાતો—રાગ, ગરબી.

પૂછશો મા કોઇ પૂછશો મા હૈયાની વાતડી પૂછશો મા.
દીલના દરિયાવ માંહિ કાંઇ કાંઇ મોતી—
ગોતી ગોતીને તેને ચુંટશો મા, હૈયાની વાતડી પૂછશો મા.
ટહુકે છે કે કોકીલા પુકારે છે પપૈયા—
કારણોના કામીને મુંઝશો મા, મારા હૈયાની વાતડી પૂછશો મા.
આંશુના નીરનાકો આશાના અક્ષરો—
આછા આછા હોય લુછશો મા, મારા હૈયાની વાટડી પૂછશો મા.
જગના જોદ્ધાઓ આટલું સુણી જજો,—
પ્રારબ્ધના પુર સામે ઝુઝશો મા, મારા હૈયાની વાટડી પૂછશો મા.

## વલ્લભ કૃત ગરબો.

સ્યામ સલુણા કુંવર નંદનારે લોલ,
તેં મને નાંખી ફંદમાંરે લોલ.
સ્યામ સલુણા કુંવર નંદનારે લોલ,
નંદના નંદના નંદનારે લોલ.—સ્યામ સલુણાં

હું તો ઝબકીને જોવા નીસરીરે લોલ,
ઓઢવાનું અંબર વીસરીરે લોલ.—સ્યામ સલુણાં

હું તો ગાવડી તે દોહવાને નીસરીરે લોલ,
શેલું લીધુંને તાવડી વીસરીરે લોલ.—સ્યામ સલુણાં

હું તો દર્શન કરવાને નિસરીરે લોલ,
સાળુ પહેર્યોને ચોળી વિસરીરેલોલ.—સ્યામ સલુણાં

હું તો જમુંના તે જળ લેવા નીસરીને લોલ,
ગાગેર લીધીને ઘડો વિસરીરે લોલ.—સ્યામ સલુણાં

જમનાંજીમાં તે જીવણ સાંભરયારે લોલ,
કંઠે ન ઉતરે કોળીઓરે લોલ.—સ્યામ સલુણાં

વલ્લભના સ્વામી તે શ્રી હરીરે લોલ,
તનમનથી હું તમને વરીરે લોલ.—સ્યામ સલુણાં

:—સમાપ્ત—: